ગુજરાત પ્રાંત અને થાણા જીલ્લાની

# ભૂગોળ





લેખક
મગનલાલ [illegible]. પટેલ

ગુજરાત સાહિત્ય મંદિર : અમદાવાદ

ત્રીજા ધોરણ માટે

## ગુજરાત પ્રાંત અને થાણા જીલ્લાની

# ભૂગોળ.

લેખક:

મગનલાલ લક્ષ્મીદાસ પટેલ.



પ્રકાશક:

ગૂજરાત સાહિત્ય મંદિર.

ફુવારા પાસે, રીચીરોડ;

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી ] ચાર આના [ સંવત ૧૯૮૨

# પ્રસ્તાવના

ભૂગોળનો સંબંધ જીવનની સાથે જેટલો છે તેટલો બીજા કોઇ વિષયનો નથી; પરંતુ આપણા દેશમાં આ વિષય તરફ બહુ જ દુર્લક્ષ રાખવામાં આવ્યું છે, તેનું માઠું પરિણામ આપણે ભોગવીએ છીએ. પશ્ચિમમાં જુદી જુદી દૃષ્ટિથી વિદ્વાન્ માણસોએ ભૂગોળના વિષય પર ઘણું લખ્યું છે. જેનો આપણામાંના ઘણાને બિલકુલ ખ્યાલ નથી. જે દેશના માણસોનું ભૂગોળ વિષયનું જ્ઞાન સંગીન હોય છે, તે દેશનો વેપાર બહુ આગળ પડતો હોય છે. જો કે આ બાબતો આવા નાનકડા પુસ્તકમાં ન આવી શકે તે સ્વાભાવિક છે; પરંતુ વિદ્યાર્થીને આવશ્યક બારીક વસ્તુ પણ ઘણું કરી જવા દીધી નથી. ભૂગોળનું શિક્ષણ સફળ થયું ત્યારે જ ગણાય કે જ્યારે શીખનારનો દેશનું સ્વરૂપ અને લોકજીવન સાથેનો પરિચય વધે એટલે ગુજરાતની ભૂગોળ શિખનારને નર્મદાશંકરની **ગરવી** અને દલપતરામની **રળિયામણી ગુજરાત** માટે ભક્તિ ઉત્પન્ન થવી જોઇએ.

આ બાબત લક્ષમાં રાખી આ પુસ્તકની યોજના કરવામાં આવી છે તેથી આ ભૂગોળમાં આ જાતનાં વર્તમાન બીજાં પુસ્તકો કરતાં:—

(૧) ગુજરાતનો ટુંકો ઇતિહાસ.

(૨) ભૂમિરચના અને તે પરથી પર્વતો, નદીઓ વગેરેનો સ્પષ્ટ ખ્યાલ.

(૩) વસ્તી, તેનો પહેરવેશ ને રીતરિવાજનું વિસ્તૃત ઓળખાણ.

(૪) રાજ્યવ્યવસ્થામાં આજ સુધીના ફેરફારની સ્પષ્ટ અને ચોક્કસ હકીકત.

આ બધી બાબતો શીખનારની શક્તિનો વિચાર ધ્યાનમા રાખી જેટલા વિસ્તારથી આપી શકાય તેટલા વિસ્તારથી આપી છે.

ઉપરાંત:—

(૫) ગુજરાતનો રંગીન નકશો.

(૬) વ્યાખ્યાઓનો રમુજી નકશો.

(૭) રેલ્વે, જાણવા લાયક સ્થળો ને જાત્રાનાં સ્થળોનો નકશો.

(૮) જોવાલાયક જગાનાં થોડાંક ચિત્રો.

આપી આ પુસ્તક વધુ

ઉપયોગી બનાવ્યું છે.

(૯) અમદાવાદ જીલ્લાનો નકશો અને વિગતવાર વર્ણન આપવાથી આ જીલ્લામાં તે વિશેષ ઉપયોગી થઇ પડવા સંભવ છે. તેમજ

(૧૦) સુંદર છપાઇ અને આકર્ષક બાંધણી હોવાથી આશા છે કે આની યોજના ઉપયોગી નીવડશે.

**શિક્ષકગણને** ઉપર જણાવેલો ઉદ્દેશ લક્ષમાં રાખી આ પુસ્તકનો ઉપયોગ કરતાં પહેલાં નીચેની બાબત ધ્યાનમાં લેવા વિનંતી છે.

વિદ્યાર્થીને ત્રીજા ધોરણમાં જીલ્લાના ખાસ જ્ઞાન સાથે પ્રાંતનું સામાન્ય જ્ઞાન આપવાનું હોય છે. આ જ્ઞાન એવી રીતે આપવું જોઇએ કે જેથી આગળના ધોરણમાં ઇલાકાનું જ્ઞાન આપતાં કોઇ જાતની હરકત નડે નહિ. આ ધ્યાનમાં રાખી **ગુજરાતનું સામાન્ય વર્ણન વિસ્તારથી આપવામાં આવ્યું છે.** જીલ્લાનું ખાસ જ્ઞાન આપ્યા પછી આ વર્ણન શીખવવાથી ધોરણ મુજબનો અભ્યાસ પૂરો થશે.

જમીન અને પાણીના આકારો પ્રત્યક્ષ અવલોકન કે નમુના વડે સમજાવવાથી, દરેક બાબતનો કાર્યકારણ ભાવ સાથે સંબંધ જોડવાથી અને બની શકે તો પ્રવાસની ગોઠવણ કરવાથી આ વિષયનો બોજો ઘણો હલકો થઇ શકશે.

અમદાવાદ જીલ્લાનું લગભગ બધું જ વર્ણન રાણપુર નિવાસી મારા મિત્ર ભાઇ **ફતેહસિંહ લ. પરમારનું** આપેલું છે. અને સુરત જીલ્લાની હકીકત માટે અમલસાડના ભાઇ–વાઘજીભાઇ મહેતાની મદદ મળી છે.

**થાણા જીલ્લો** ઉત્તર વિભાગમાં અને કચ્છ પશ્ચિમ હિંદનાં રાજ્યોમાં હોવાથી ગુજરાત બહાર હોવા છતાં આપ્યાં છે.

અનુભવીઓ આ પુસ્તકમાં જે ફેરફારો સૂચવશે તે મુજબ બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો કરવા અમારી ઉમેદ છે.

**મગનલાલ લ. પટેલ.**

## ભૂગોળમાં ખાસ અર્થમાં વપરાતા શબ્દોની સમજ

જમીનના મોટા ભાગને **ખંડ** અને પાણીના મોટા ભાગને **મહાસાગર** કહે છે.

ખંડના નાના ભાગને **દેશ** અને મહાસાગરના નાના ભાગને **સમુદ્ર** કે **દરીઓ** કહે છે.

દરીઆનો ફાંટો લાંબો થઈ જમીનમાં જાય તેને **અખાત** અને જમીનની અણી લાંબી થઈ દરીઆમાં જાય તેને **ભૂશિર** કહે છે.

પહોળા મોંના અખાતને **ઉપસાગર** કહે છે.

ચારે તરફ જમીનથી વીંટાયેલા પાણીના વિભાગને **સરોવર** કહે છે અને નાના સરોવરને **તળાવ** કહે છે.

પાણીથી વીંટાયેલા જમીનના નાના ભાગને **બેટ, ટાપુ** કે **દ્વીપ** કહે છે.

જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથી વીંટાએલો અને એક બાજુએ જમીન સાથે જોડાએલો હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

જમીનના બે મોટા ભાગને જોડનારા જમીનના નાના ભાગને **સંયોગીભૂમિ** અને પાણીના બે મોટા ભાગને જોડનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુની** કહે છે.

ભૂશિર અને અખાત તેમ જ બેટ અને સરોવર એ એક બીજાથી ઉલટાં છે.

પાણીનો પ્રવાહ ડુંગર કે સરોવરમાંથી નીકળી

ઢળતી જગામાં વહી પાણીના બીજા કોઇ પણ ભાગને મળે તેને **નદી** કહે છે.*

જે જગાએથી નદી નીકળે તેને તેનું મૂળ અને જે જગાએ મળે તેને તેનું મુખ કહે છે.

નદીનું પાણી જે તરફ વહેતું હોય તે તરફ મોં રાખી ઉભા રહેતાં ડાબા હાથ તરફનો ડાબો કિનારો અને જમણા હાથ તરફનો જમણો કિનારો કહેવાય છે.

જે ગામ દરીઆના કે મોટી નદીના કિનારે આવેલું હોય અને જેનો વહેવાર વહાણુ કે આગબોટ મારફતે ચાલતો હોય તેને **બંદર** કહે છે.

દરીઆના પાણીથી ઢંકાએલા ખડક સાથે વહાણો ન અથડાય તે માટે તેની ઉપર ચણેલા મોટા થાંભલાને **દીવા-દાંડી** કહે છે. તેના ઉપર રાત્રે ચક્કર ચક્કર ફરતા દીવા કરવામાં આવે છે.

જમીનના સાધારણ ઉંચા ભાગને **ટેકરો** કહે છે, ટેકરા કરતાં ઉંચા ભાગને ડુંગર અને વધારે ઉંચા ડુંગરને **પર્વત** કહે છે.

પર્વતની નીચેના ભાગને **તળેટી** અને ટોચના ભાગને **શિખર** કહે છે.

બે પર્વતની વચ્ચે આવેલા જમીનના નીચા ભાગને **ખીણ** કહે છે.

---

* ગુજરાતની કેટલીક નદીઓ કચ્છના રણમાં સમાઇ જાય છે તે અપવાદ રૂપે છે.

# ગુજરાત પ્રાંત અને થાણા જીલ્લાની

# ભૂગોળ.

## સામાન્ય વર્ણન.

આપણે આપણા ગામની, તાલુકાની અને જીલ્લાની ભૂગોળ શીખ્યાં. આપણા જીલ્લાની આસપાસ બીજો મુલક આવ્યો છે. તેમાં રહેનારા લોકોની રીતભાત, પહેરવેશ અને ભાષા વગેરે આપણા જેવાં જ છે. તેમાં જીલ્લા અને દેશી રાજ્યો આવેલાં છે. આ બધા મુલકને ગુજરાત પ્રાંત કહે છે.

ગુજરાત શબ્દ ગુર્જરરાષ્ટ્ર (ગુર્જરોનું રાજ્ય) ઉપરથી થયો છે. ગુજરાત ઉપરથી આપણે બધા ગુજરાતી તરીકે ઓળખાઈએ છીએ ને આપણી ભાષા પણ ગુજરાતી કહેવાય છે.

## સીમા.

આપણા પ્રાંતની હદ જાણવા સારૂ આપણે ઉત્તરમાં જઈએ તો એક તરફ માત્ર રેતીનો જ મુલક આવે છે, તેની પેલી મેર કચ્છ નામનો દેશ આવેલો છે; તેથી તેને કચ્છનું રણ કહે છે. બીજી તરફ સિદ્ધપુર છોડયા પછી આપણે

જેમ જેમ ઉત્તરમાં જઇએ તેમ તેમ લોકોની બોલીમાં, રીતભાતમાં ને પહેરવેશમાં થોડો ફેર પડતો જાય છે. આ ભેદ પાલણપુર ને ડીસાનાં રાજ્ય છોડ્યા પછી ઘણો વધી ગયો છે, ત્યાં આપણા પ્રાંતની હદ પુરી થાય છે. તેની ઉત્તરનો ભાગ મારવાડ કહેવાય છે. આ પ્રમાણે ચારે દિશામાં ગુજરાતની હદ નીચે મુજબ છેઃ—

**ઉત્તરે**—કચ્છનું રણ ને મારવાડ.

**પૂર્વે**—માળવા ને ખાનદેશ.

**દક્ષિણે**—મહારાષ્ટ ને અરબી સમુદ્ર.

**પશ્ચિમે**—અરબી સમુદ્ર ને કચ્છનો અખાત.

## ઇતિહાસ.

આપણા પ્રાંતમાં ઘણા જુના વખતમાં દ્વારકાંના યાદવોનું રાજ્ય હતું. તેઓ ઘણા પ્રતાપી હતા પણ કુસંપથી અંદર અંદર કપાઇ મુઆ. ત્યાર પછી જુદા જુદા વંશના પરદેશી રાજાઓનાં રાજ્યો થયાં. તેમાં ક્ષત્રપ વંશનો રૂદ્રદામ નામનો રાજા બહુ પ્રતાપી હતો. ત્યાર પછી ભાવનગરની ઉત્તરે વળા ગામની નજીકમાં વલભીપુરના રાજાઓનું રાજ્ય થયું, તેના છેલ્લા રાજાને કાકુ નામના એક મારવાડી મોટા વેપારી સાથે અણબનાવ થયો. તેથી તે પરદેશી રાજાને તેડી લાવ્યો ને વલભી રાજ્ય નાશ પામ્યું. ત્યાર પછી પંચાસરનું રાજ્ય થયું. તેનો છેલ્લો રાજા જયશિખર દક્ષિણના રાજા ભુવડના હાથે મરાયો. પણ જયશિખરના પુત્ર વનરાજે પોતાના બાપનું રાજ્ય પાછું મેળવ્યું. હાલ જે સિદ્ધપુર પાટણના

નામે ઓળખાય છે, તેણે તે શહેર અણુહીલપુર પાટણ નામથી વસાવ્યું. તેની ગાદીએ ચાવડા, સોલંકી અને વાઘેલા એમ રજપૂત રાજાઓના ત્રણ વંશ થયા. સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળના વખતમાં ગુજરાતનું રાજ્ય ઘણું પ્રતાપી ગણાતું હતું. વાઘેલા વંશના છેલ્લા રાજા કરણ વાઘેલાને તેના પ્રધાન માધવ સાથે અણબનાવ થયો, તેથી માધવ દિલ્હી જઈને અલ્લાઉદ્દીન બાદશાહના સરદારને લશ્કર સાથે તેડી લાવ્યો, તેના હાથથી આ રજપૂત રાજ્યનો નાશ થયો. ત્યારથી ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયું. દિલ્હીથી સુબા આવતા તે ગુજરાતમાં રાજ્ય ચલાવતા. પણ બાદશાહો ધીરે ધીરે નબળા પડવાથી સુબા સ્વતંત્ર થઈ ગયા ને પોતાને બાદશાહ કહેવડાવવા લાગ્યા. એવા સ્વતંત્ર બાદશાહ અહ-મદશાહે અમદાવાદ વસાવી પોતાની ગાદી પાટણથી બદલી ત્યાં રાખી. અમદાવાદના બાદશાહોમાં મહમદ બેગડો પ્રતાપી થયો. તેના વખતમાં ગુજરાતમાં ફળવાળાં ઝાડો રોપવામાં આવ્યાં. ત્યાર પછી સુબાઓ પાછા દિલ્હીના બાદશાહોના તાબામાં રહી અમલ કરવા લાગ્યા. આગળ જતાં મરાઠાએ તેમની પાસેથી ગુજરાતનું રાજ્ય જીતી લીધું. મરાઠી રાજ્યના ભાગ પડ્યા ત્યારે તેમાંના પેશ્વા અને ગાયકવાડ બંનેની સત્તા ગુજરાતમાં હતી. સને ૧૮૧૮ માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે લીધું ત્યારથી આપણા પ્રાંતમાં અંગ્રેજી અમલ શરૂ થયો. ત્યારબાદ ગાયકવાડી મુલકમાંથી પણ કેટલોક ભાગ અંગ્રેજી રાજ્યમાં ઉમેરાયો. અંગ્રેજી રાજ્ય ગુજરાતમાં થયે લગભગ ૧૦૦ વર્ષ થયાં છે.

## કુદરતી વિભાગ.

ગુજરાત પ્રાંતના નકશામાં જોતાં જ તેના બે મોટા ભાગ જણાઇ આવે છે. એક ભાગ ત્રણ બાજુએ પાણીવાળો જમીનથી છુટો છે ને બીજો જમીન સાથે જ આવેલો છે. છુટા ભાગને **કાઠિઆવાડ** ને અંદરના ભાગને **ગુજરાત** કહે છે. આ ભાગોનો ભેદ લોકોની બોલી, રીતભાત અને પહેરવેશમાં પણ જણાઈ આવે છે.

આ બે મોટા ભાગના લોકોની અંદર પણ બોલવાની રીતમાં પહેરવેશમાં ને રીતરિવાજમાં થોડો થોડો ફેરફાર હોય છે, તે ઉપરથી ઘણા વિભાગો પડયા છે; તે **કુદરતી** વિભાગ કહેવાય છે.

ગુજરાત ને કાઠિઆવાડ જે જગાએ સંધાય છે તેનો ઉત્તર ભાગ **વઢિયાર**, તેની દક્ષિણનો **નળકાંઠો** અને તેનીયે દક્ષિણનો મુલક **ભાલ** કહેવાય છે.

ગુજરાતના ઉત્તર ભાગમાં **નાની મારવાડ** અને તેની દક્ષિણે **પાટણવાડો** ને **ચુંવાળ** આવે છે.

અમદાવાદની આસપાસ દસ ગાઉ સુધીના મુલકને **દસકોશી**, નડિયાદ ને આણંદની આસપાસના મુલકને **ચરોતર**, દસકોશી ને ચરોતરની પશ્ચિમ દિશાના મહી નદી સુધીના મુલકને **મેવાસ** ને વડોદરાની દક્ષિણના ભાગને **કાનમ** કહે છે.

આ સિવાય કાઠિઆવાડમાં પણ કેટલાક કુદરતી વિભાગો છે, પણ એજ વિભાગો રાજકીય વિભાગમાં ઘણાખરા

કાયમ રહ્યા છે. તેમાં ન આવતા ભાગોમાં **પાંચાલ** એ જાણીતો છે, તેમાં જુની જોવા લાયક જગાઓ છે.

**કાનમ**ની જમીન કાળી ને સપાટ છે, તેમાં મુખ્ય પાક કપાસનો છે.

**મેવાસ**ના કોળી પહેલાં ચોરી ને લુંટફાટ કરતા હતા, પણ હાલમાં તેઓ દાદુરામ નામના તેમનીજ નાતના એક સાધુ પુરુષના ઉપદેશથી સુધર્યા છે.

**ચરોતર**ની જમીન ત્યાંના પાટીદારોએ કેળવીને રસાળ બનાવી છે. તેમાં તમાકુનો પાક સારો થાય છે.

**દસક્રોશી**ની ડાંગર વખણાય છે.

**ચુંવાળ**ના કોળી, **પાટણવાડા**ની જુવાર ને **વઢિયાર**ની ભેંસો જાણીતાં છે.

**નળકાંઠા**માં નળસરોવરની આસપાસ ડાંગર થાય છે.

**ભાલ**માં ઘઉં, કપાસ ને ચણાનો પાક સારો થાય છે.

## રાજકીય વિભાગ.

સરકારે રાજ્યવ્યવસ્થાની ખાતર પાડેલા વિભાગ **રાજકીય વિભાગ** કહેવાય છે.

ગુજરાત પ્રાંતમાંથી આખો **કાઠિઆવાડ** દ્વીપકલ્પ અને ઉત્તરનો નાની મારવાડ તરફનો **પાલણપુર** વિભાગ એ બંનેને છુટા પાડી, તેમાં કચ્છ ઉમેરી; તેને **પશ્ચિમ હિંદનાં રાજ્યો** એવું નામ આપ્યું છે. વડોદરાનું રાજ્ય પણ મોટા દેશી રાજ્ય તરીકે છુટું છે.

બાકીના મુલકમાં મહારાષ્ટ્રનો થાણા જીલ્લો ઉમેરી તેને **ઉત્તર વિભાગ** એવું નામ આપ્યું છે.

ગુજરાત પ્રાંત અને ઉત્તર વિભાગના મુખ્ય ભાગો નીચે પ્રમાણે છેઃ

| ગુજરાત પ્રાંત | ઉત્તર વિભાગ |
|---|---|
| **જીલ્લાઃ—** | |
| અમદાવાદ | અમદાવાદ |
| ખેડા | ખેડા |
| પંચમહાલ | પંચમહાલ |
| ભરૂચ | ભરૂચ |
| સુરત | સુરત |
| .......... | થાણા |
| **એજન્સીઓઃ—** | |
| મહીકાંઠા | મહીકાંઠા |
| રેવાકાંઠા | રેવાકાંઠા |
| સુરત | સુરત |
| પશ્ચિમ હિંદનાં રાજ્યો | .......... |
| **સંસ્થાનઃ—** | |
| વડોદરાનું રાજ્ય | ........... |
| ખંભાત | ખંભાત |

આ સિવાય ગુજરાતમાં આવેલાં દીવ ને દમણ પોર્ટુગીઝનાં સંસ્થાન છે, તે સ્વતંત્ર રાજ્ય ગણાય છે.

## ભૂમિરચના

ગુજરાતની ઉત્તર તથા પૂર્વ તરફ તુટકતુટક ડુંગરાઓની હાર આવેલી છે, આ ભાગમાં ઝાડી પણ ઘણી

છે. ત્યાંથી જે નદીઓ નીકળે છે તે ખંભાતના અખાત તરફ વહે છે. કારણ કે અખાત તરફની જમીન ઢળતી છે.

મહી નદીથી દમણગંગા સુધીના ભાગના ઉભા ત્રણ વિભાગ થઈ શકે. પહેલો વિભાગ ખંભાતના અખાત તરફનો પશ્ચિમનો પ્રદેશ, તે ઉંચોનીચો, રેતાળ તથા ખારાપાટનો છે. તેની પછી બીજો વિભાગ સપાટ તથા રસાળ છે, અને પૂર્વ તરફનો ત્રીજો વિભાગ જંગલોવાળો તથા ડુંગરાળ છે.

મહીની ઉત્તરથી સાબરમતીની વચમાંનો પ્રદેશ ફળાઉ ઝાડોની ઘટાવાળો તથા ઉત્તમ પાક આપે તેવાં ખેતરોવાળો રસાળ ને રમણીય છે. આ ભાગની જમીન મોટે ભાગે ગોરમટી છે.

સાબરમતીથી રણ સુધીનો પ્રદેશ સપાટ ને આછી ઝાડીવાળો છે. તેની જમીન ઓછા કસવાળી ને સાધારણ પાક આપે એવી છે.

કાઠિઆવાડનો પશ્ચિમ ભાગ ઉજ્જડ છે, ને ગીરનાર પર્વતવાળો ભાગ ઝાડીઓથી ભરેલો તથા નદીઓથી સુંદર લાગે છે. રણને લગતો ભાગ કેવળ ઉજ્જડ ને ખારાપાટવાળો છે. દક્ષિણકાંઠાનો ભાગ ઘણી ઝાડીવાળો છે, તેમાં ઢોરનો ચારો ખૂબ થાય છે. અંદરના ભાગની જમીન રસાળ છે. હાલાર તથા ઝાલાવાડની જમીન ખુલ્લી ડુંગરીઓથી તે ગીરનારનાં ઉંચાં શિખરો સુધીમાં જુદી જુદી જાતની આવે છે

## પર્વતો.

ગુજરાતની ઉત્તર અને પૂર્વ દિશાએ પર્વતો આવેલા છે, તે અરવલી પર્વતના ફાંટા છે.

**આબુ**—ઉત્તરે અરવલીનું એક શિખર આબુ પર્વતને નામે ઓળખાય છે. આ પર્વત ગુજરાતના બધા પર્વતોમાં ઉંચો છે. તે ગુજરાત અને રજપુતાના વચ્ચે આવેલો હોવાથી ત્યાં મોટી લશ્કરી છાવણી છે. વળી ઘણા રાજાઓએ ઉનાળામાં હવા ખાવા ત્યાં બંગલા બંધાવ્યા છે. આપણા ઉત્તર વિભાગના ઉપરી કમીશ્નર સાહેબ પણ ત્યાં હવા ખાવા જાય છે. તળેટીમાંથી ઉપર જવા માટે ૧૮ માઈલની પાકી સડક બાંધેલી છે, ત્યાં મોટરમાં બેસીને પણ જવાય છે. ઉપરના ભાગમાં એક નાનકડું ગામ વસી રહ્યું છે. એનો દેખાવ રાત્રે ઘણો સુંદર લાગે છે. ત્યાં નખીતળાવ, દેલવાડાનાં દહેરાં ને અર્બુદા દેવી, વગેરે જગાઓ જોવા જેવી છે. તેમાં દેલવાડાનાં દહેરાંની કોતરણી જોઇ માણસ ચકિત થઈ જાય છે. આ દહેરાં ગુજરાતના રાજા પહેલા ભીમદેવના પ્રધાન વિમળશાહે તથા ધોળકાના રાણા વિરધવલના પ્રધાન વસ્તુપાળ અને તેજપાળે બંધાવ્યાં છે. આ શિખરની પાસે જ અચળગઢ તથા ગુરુશિખર નામનાં બીજાં બે શિખરો છે, ત્યાં લોકો જાત્રાએ જાય છે. અચળગઢ ઉપરનાં જૈન દહેરામાં ૧૪૪૪ મણની ધાતુની મૂર્તિઓ છે.

**આરાસુર**—ખરેડી કે આબુરોડના સ્ટેશનથી એક રસ્તો આબુ તરફ ને બીજો આરાસુર તરફ જાય છે, આ

રસ્તો ૧૮ માઇલનો છે. તે આબુના જેટલો સારો બાંધેલો નથી. અંબાજી માતાના ધામને લીધે ઘણાં માણસો ત્યાં જાત્રાએ જાય છે. તેની પાસે ગબ્બર કે ગબ્બડ નામનો એક ડુંગર આવેલો છે. તેમાંથી પહેલાંના વખતમાં લાવા નામનો બળતો રસ નીકળતો હોય તેમ લાગે છે; તે રસથી અંબાજી માતા પાસે આવેલાં કુંભારીઆનાં સુંદર જૈન દહેરાં બળી ગયાં છે. હાલ તેમાંનાં માત્ર ત્રણ ચાર રહ્યાં છે, તે જોવા લાયક છે. આ પર્વતમાંથી કોઇ કોઈ ઠેકાણે આરસપહાણ નામનો પત્થર નીકળે છે.

**પાવાગઢ**—ગુજરાતની પૂર્વમાં આવેલો છે. તે કાળકા માતાના ધામને લીધે પ્રખ્યાત છે. અને લગભગ અડધો માઇલ ઉંચો છે. તેમાંથી લોઢું ને મેંગેનીઝની કાચી ધાતુ નીકળે છે.

**પારનેરા**—આ પર્વત દક્ષિણે આવ્યો છે, તેના ઉપરનો જુનો કિલ્લો જોવા લાયક છે.

**રાજપીંપળાના ડુંગરો**—એમાં દેવસતીઆ નામનું શિખર ૨૦૦૦ ફુટ ઉંચું છે. તેના ઉપર સાગ, વાંસ વગેરે થાય છે.

અમદાવાદ જીલ્લામાં મોડાસાની ડુંગરી ૫૦૦ ફુટ ઉંચી છે.

## કાઠિઆવાડના ડુંગરોઃ-

**ગીરનાર**—હિંદુ અને જૈનોની જાત્રા માટે પ્રખ્યાત છે. તે કાઠિઆવાડમાં ઉંચામાં ઉંચો છે. તેનાં પાંચ શિખરો છે, તે દરેકને તુક કહે છે. તેના ઉપર જુદાં જુદાં દેવસ્થાનો

છે, આ પર્વતની તળેટીમાં અશોક રાજાએ કોતરાવેલો એક લેખ છે.

**શત્રુંજય કે શેત્રુંજો**—આ ડુંગર પાલિતાણાના ડુંગરને નામે જાણીતો છે. જૈનોનું મોટું જાત્રાનું ધામ છે. તેઓ તેને સિદ્ધાચળ કહે છે. તેની ઉપરનાં દહેરાં ઘણાં સુંદર છે. છેક હમણાંના વખતમાં મોતીશા નામના એક ગૃહસ્થે ઘણા પૈસા ખરચી શિખર ઉપરનો એક મોટો ખાડો પુરાવી એક દહેરાથી બીજા દહેરે જવાનો સળંગ રસ્તો બંધાવ્યો છે.

**ગીર**—ત્યાંના જંગલોમાં સિંહ જોવામાં આવે છે.

આ સિવાય બર્ડો નામનો ડુંગર છે, ત્યાં વાંસ બહુ થાય છે ને લોઢું નીકળે છે.

## નદીઓ.

ગુજરાતમાં નદીઓ ઘણી છે. તેમાં તાપી, નર્મદા, મહી, સાબરમતી ને બનાસ એ મોટી છે. નર્મદા સૌથી મોટી ને પવિત્ર છે. આ સિવાય સરસ્વતી પણ પવિત્ર મનાતી હોવાથી મુખ્ય ગણાય છે.

**તાપી**—સાતપુડા પર્વતમાંથી નીકળે છે. તે ૩૮૦ માઇલ વહીને પછી ગુજરાતમાં દાખલ થાય છે. સમુદ્રને મળતાં સુધી તેની કુલ લંબાઈ ૪૫૦ માઇલ થાય છે. તેના ઉપર મોટું શહેર સુરત આવેલું છે. તેના મુખથી ૩૨ માઇલ સુધી વહાણો ફરી શકે છે. તેનો પટ વધારેમાં વધારે ૧૦૦૦ વાર સુધી પહોળો છે. આ નદી પવિત્ર મનાય છે.

**નર્મદા**—મધ્ય પ્રાંતમાં આવેલા વિંધ્યાચળ પર્વતના અમરકંટક નામના શિખરમાંથી નીકળે છે. ને ૬૬૦ માઇલ વહ્યા પછી ગુજરાતમાં દાખલ થાય છે. સમુદ્રને મળતાં સુધી તેની કુલ લંબાઇ ૭૬૦ માઇલ થાય છે. તેનો પટ ભરૂચ આગળ વધારેમાં વધારે એક માઈલ પહોળો છે. દરીઆ આગળ એ પટ ૧૩ માઈલથી પણ વધારે પહોળો બને છે. આ નદી પહોળી ને ઊંડી હોવાથી તેમાં વહાણો તેમ જ નાની હોડીઓ મુખથી ૧૦૦ માઈલ સુધી ફરી શકે છે, ને એ મારફતે મોટો વેપાર ચાલે છે. તેના ઉપર ચાણોદ, શુકલ-તીર્થ, અને ભરૂચ વગેરે જાણવા જેવાં સ્થળો આવેલાં છે. ચાણોદ આગળ આ નદીમાં નહાવાનો મોટો મહિમા મનાય છે. કેટલાક લોકો આ નદીની પ્રદક્ષિણા કરે છે. આ નદીનું બીજું નામ **રેવા** છે. આ નદીમાં પૂર આવે છે ત્યારે આસ-પાસના ભાગમાં પાણી ફરી વળે છે, ત્યાં વગર વરસાદે પણ સારો પાક થઈ શકે છે.

**મહી**—વિંધ્યાચળ ને અરવલી પર્વતો મળે છે તે જગાએથી આ નદી નીકળે છે. તેની કુલ લંબાઇ ૩૦૦–૩૫૦ માઈલ છે. તે એક જગાએ ખાડી જેવી ૫ માઈલ પહોળી છે. તેનો પટ ૧૦૦–૧૨૫ વાર પહોળો છે. આ નદી ઊંડી વહે છે, તેથી કાંઠો ઉંચો હોય છે. નદીની આસપાસ ઘણે દૂર સુધી કોતરો હોય છે. આ નદી ઉતરવી એ ભય ભરેલું હોવાથી “ઉતર્યાં મહી તો થયા સહી” એવી કહેવત ચાલી છે. આ બધાં કારણોથી તે મહીસાગર કહેવાય છે. તેના ઉપર કોળી લોકોનાં જાત્રાનાં ઠેકાણાં છે.

**સાબરમતી**—અંબાજી માતાના ધામથી થોડેક દૂર અરવલી પર્વતના ફાંટામાંથી નીકળે છે. તેની કુલ લંબાઈ ૨૦૦ માઇલ છે. પહોળાઇ વધારેમાં વધારે ૫૦૦ વાર છે. મૂળ તરફ કાંઠા પરની ભેખડો ૨૦૦ વાર જેટલી ઉંચી છે. આ નદીના પૂરથી કેટલીક વખત કાંપ પથરાઇ જમીન રસાળ બને છે. આ નદીને કાંઠે આવેલાં અમદાવાદ, પેથાપુર, વગેરે સ્થળોમાં રંગવાનું કામ સારૂં ચાલે છે. નદીની રેતીમાં બટાટા, ટેટી, તરબુચ વગેરે થાય છે. અમદાવાદ આગળ દુધેશ્વરનો આરો પવિત્ર મનાય છે. વૌઠા આગળ જ્યાં સાત નદીઓનો સંગમ થાય છે,તેમાં એક આ નદી પણ છે. આ નદી માટે એમ કહેવાય છે કે "નવસેં નવ્વાણું નદીઓ તૂટે, કુવામાં આંબા ઉગે, પણ સાબરમતી સાપના લીટે વહે." એટલે કે આ નદી કોઈ દિવસ વહેતી બંધ પડે નહિ.

**બનાસ**— ઉદેપુરની ડુંગરીઓમાં આવેલા ઢેબર સરોવરમાંથી નીકળે છે ને બે ફાંટા થઇ કચ્છના રણમાં મળી જાય છે. તે ૧૨ માઇલ સુધી જંગલમાં વહે છે. ડીસાથી મૂળ તરફ જતાં એક જગાએ તેનો પટ એક માઇલ જેટલો પહોળો છે. આ નદી છાછરી હોવાથી લગભગ બધી જગાએ હોડી સિવાય ઉતરી શકાય છે.

**સરસ્વતી**—અંબાજી માતા પાસે કોટેશ્વર આગળથી નીકળી કચ્છના રણને મળે છે. આ નદી કુંવારિકા કહેવાય છે ને નર્મદાની પેઠે પવિત્ર મનાય છે. તેના કિનારા પર આવેલા સિદ્ધપુર આગળ માતૃશ્રાદ્ધ (માનું શ્રાદ્ધ) થાય છે.

કાઠિઆવાડમાં ડુંગરો આવેલા છે, તેમાંથી જે નદીઓ નીકળે છે; તે દરીઆ પાસે હોવાને લીધે તરતજ મળી જાય છે તેથી તેમાં બહુ લાંબી નદીઓ નથી.

ભાદર—ચોટીલાના ડુંગરમાંથી નીકળે છે. તે ૧૨૦ માઈલ લાંબી છે.

શેત્રુજી--ગીર પર્વતમાંથી નીકળે છે. તે ૧૦૦ માઈલ લાંબી છે.

આ સિવાય કીમ, ઢાઢર, વાત્રક, શુકભાદર વગેરે બીજી ઘણી નદીઓ છે.

## ખાડીઓ.

સુરત ને ભરૂચ જીલ્લાની ઘણીખરી નદીઓ દરીઆને મળે છે ત્યાં, આગળ તેનાં મુખ પહોળાં થાય છે. તે ખાડીઓમાં વહાણો મારફતે વેપાર ચાલે છે.

## તળાવ કે સરોવર.

કાઠિઆવાડ જે જગાએ જમીન સાથે સંધાય છે ત્યાં નળ નામે એક મોટું તળાવ કે સરોવર આવેલું છે. તેમાં આસપાસનું વરસાદનું પાણી આવી ભરાય છે. વરસાદ ગયા પછી તેનું પાણી ખારૂં થઇ જાય છે. થોડો વરસાદ હોય તો ઘણી વખત સુકાઈ જાય છે. તેની આસપાસ બરૂ તથા બાજીં ઘાસ ઉગે છે.

કેટલાક લોકો ધારે છે કે કાઠિઆવાડ પહેલાં બેટ હશે અને આ સરોવર, ભોગાવો નદીનો નીચલો ભાગ તથા

કચ્છના રણનો કેટલોક ભાગ એ બધો દરીઓ હશે. આજે પણ ઘણો વરસાદ હોય છે, ત્યારે કાઠિઆવાડ બેટ જેવો જણાય છે.

## બાંધેલાં જળાશયો.

જ્યારે આગગાડી નહોતી ત્યારે વણજારા લોકો પોઠ મારફતે વેપાર ચલાવતા તેથી, તથા સ્વતંત્ર મુસલમાની બાદશાહો અમદાવાદમાં રાજ્ય કરતા હતા એ બંને કારણોથી અમદાવાદની આસપાસમાં પત્થરથી બાંધેલાં કેટલાંક તળાવ ને વાવો જોવા જેવાં છે. તેમાં અડાલજના વાવ તેની કારીગરી માટે બહુ જાણીતી છે.

## ઉના પાણીના કુંડ.

ખેડા જીલ્લામાં લસુંદ્રામાં, પંચમહાલ જીલ્લામાં ટુવામાં અને સુરત જીલ્લામાં દેવકી ઉનાઇમાં ઉના પાણીના કુંડ આવેલા છે.

## કિનારો.

ગુજરાતને દરીઆ કિનારાનો લાભ જોઇએ તેવો મળતો નથી કારણ કે ખંભાતનો અખાત રેતીથી પુરાતો જાય છે. અને કાઠિઆવાડની નદીઓ ટુંકી હોવાથી તેમાં વહાણ ફરી શકતાં નથી.

કાઠિઆવાડની ઉત્તરે કચ્છનો અખાત છે તેમાં વાવાણીઆ, જોડીઆ, બેરી અને સાલીઆ એ બંદરો છે.

એ અખાતમાંથી બહાર નીકળતાં દ્વારકાની પાસે જગતભૂશિર નામે એક ભૂશિર આવેલી છે. તેની પાસે શંખોદ્ધાર નામે બેટ આવેલો છે.

ત્યાંથી નીચે કિનારે કિનારે આવતાં પોરબંદર, નવી-બંદર, માંગરોળ, વેરાવળ, ને જાફરાબાદ એ બંદરો કાઠિ-આવાડના કિનારે છે; આ કિનારે **દીવ** નામે એક બેટ આવેલો છે.

આગળ ચાલતાં ખંભાતનો અખાત આવે છે, તેમાં **પીરમ** નામનો એક નાનો બેટ છે. તેના ઉપર **દીવાદાંડી** છે. આ અખાતમાં ભાવનગર ને ઘોઘા એ બે બંદરો છે. તેમાં ભાવનગરનો વેપાર સારો ચાલે છે.

પછી દક્ષિણ કિનારે ઉતરતાં ટંકારીઆ, ભરૂચ, સુરત ને વલસાડ એ બંદરો જાણવા જેવાં છે.

## હવાપાણી.

આખા ગુજરાતમાં ટાઢ તાપ લગભગ સરખાં પડે છે, પણ ઉત્તર તરફ કચ્છનું રણ પાસે આવવાથી ત્યાં તાપ બહુ પડે છે. અમદાવાદ અને ખેડા જીલ્લામાં તથા કાઠિઆવાડના મધ્યભાગમાં ઉનાળામાં તાપ વિશેષ પડે છે. સુરત અને ભરૂચ જીલ્લામાં તથા કાઠિઆવાડના કિનારાના પ્રદેશોમાં દરિયો પાસે હોવાને લીધે તાપ તથા ટાઢ બહુ પડતાં નથી.

અમદાવાદ જીલ્લાના મધ્યભાગની હવા ઉનાળામાં બહુ ગરમ રહે છે. ખંભાતના અખાતના કિનારા પર આવેલા પ્રદેશમાં અખાત પાસે હોવાને લીધે ટાઢતાપ વધારે પડતાં નથી.

ખેડા જીલ્લામાં તાપ અને ટાઢ સરખાં પડે છે.

પંચમહાલ જીલ્લાના પશ્ચિમ ભાગમાં કાલોલ તરફ અને પૂર્વમાં દાહોદ તરફ હવા સારી છે. ગોધરાની હવા આસપાસ જંગલોને લીધે કંઇક ખરાબ છે.

ભરૂચ જીલ્લાની હવા શરીરને માફક આવે તેવી અને મનને પ્રસન્ન કરે તેવી છે.

સુરત જીલ્લામાં દરિયા કિનારા તરફ ટાઢ તાપ વધારે પડતાં નથી. અને જીલ્લાથી છુટા પડેલા પૂર્વભાગની હવા જંગલોને લીધે ખરાબ છે.

આ પ્રમાણે આખા પ્રાંતમાં હવા જુદી જુદી જાતની છે, પરંતુ દરેક માણસને પોતપોતાના રહેઠાણની હવા વધારે માફક આવે છે.

આબુ, પાવાગઢ, અમદાવાદ જીલ્લામાં ઘોઘા, તથા ભાવનગર પાસેનું ગોપનાથ અને સુરત જીલ્લામાં ડુમસ, હજીરા ને તિથલ વગેરે સ્થળોની હવા ઉનાળામાં બહુ સારી હોય છે. તેથી લોકો ત્યાં હવા ખાવા જાય છે.

## વરસાદ.

આખા ગુજરાતમાં જોઇએ તેટલો વરસાદ વરસે છે. પણ દરિયા કિનારાના તથા નર્મદાના પ્રદેશમાં અને જંગલના વિભાગમાં જરા વધારે વરસે છે. નાની મારવાડ અને વઢિયારમાં વરસાદ ઓછો વરસે છે.

છેલ્લાં થોડાં વરસો થયાં ઝાડો કપાઈ જવાથી વરસાદની તાણ આખાયે ગુજરાતમાં બહુ રહ્યા કરે છે.

## વનસ્પતિ.

વનસ્પતિને ઉગવાનો તેમજ વધવાનો આધાર વરસાદ ઉપર રહે છે. ગુજરાતમાં જોઇએ તેટલો વરસાદ વરસતો હોવાથી અને ઘણી નદીઓ હોવાથી વનસ્પતિ ઠીક પ્રમાણમાં છે.

આખાયે ગુજરાતના સપાટ પ્રદેશમાં સામાન્ય રીતે વડ, પીંપળો, લીંબડો, આંબલી, મહુડો, રાયણ, જાંબુડો, આંબો, બાવળ, બોરડી વગેરે ઘણી જાતની વનસ્પતિ થાય છે.

સુરત જીલ્લામાં, અને ભરૂચ જીલ્લાના અંકલેશ્વર તાલુકામાં તાડ અને ખજુરીનાં ઝાડો વિશેષ થાય છે.

પંચમહાલ, નર્મદા તથા મહીનદીના પ્રદેશોમાં અને ગિરનારના જંગલમાં સાગ, તણછ, ખેર, સીસમ, વાંસ, ખાખરો, આસંદ્રો, આસોપાલવ ને ઉમરડો વગેરે પહાડી પ્રદેશનાં ઝાડો તથા દવાને ઉપયોગી ઘણી વનસ્પતિ થાય છે.

શુકલતીર્થની પાસે નર્મદા નદીના બેટ પર કબીરવડ નામે એક બહુ વિશાળ વડનું ઝાડ છે. તેની વડવાઇઓ ભોંયમાં ચોંટીચોંટી એ વડમાંથી ઘણાં ઝાડો થયાં છે.

## જનાવરો.

આખા પ્રાંતમાં સામાન્ય રીતે ગાય, બળદ, ભેંસ, ઘેટાં, બકરાં, ગધેડાં, કુતરાં વગેરે જોવામાં આવે છે. ઘોડાં અને ઊંટ અમદાવાદ જીલ્લામાં, ગુજરાતના ઉત્તર ભાગમાં અને કાઠિઆવાડમાં વિશેષ જોવામાં આવે છે.

વસ્તીમાં પળાતાં આ જનાવરો સિવાય શિઆળ, સસલાં, વાંદરાં, ડુક્કર, હરણ ને રોઝ વગેરે જનાવરો સીમમાં હોય છે. તે ઘણી વખત પાકને નુકસાન કરે છે.

વાઘ દરેક જંગલમાં હોય છે; પરંતુ સિંહ ગિરના જંગલ સિવાય કોઇ જગાએ હોતો નથી.

આ સિવાય રાની કે ઘોઘર બિલાડા, વણીયેર, વેંઝુ, શાહુડી, દીપડા વગેરે હિંસક જનાવરો કોઈ કોઇ ઠેકાણે હોય છે.

## પેદાશ.

આખા પ્રાંતની પેદાશ ચાર ભાગમાં વહેંચી શકાય. (૧) ખેતીની (૨) જંગલોની (૩) ખનીજ પદાર્થોની અને (૪) દરીઆની.

**ખેતીની પેદાશ**—વરસાદને લીધે પ્રાંતના બધાયે ભાગોમાં ખેતીનો પાક ઘણો સારો થાય છે. ભાલ, કાનમ, વઢિયાર વગેરે ભાગમાં ખેતીનો આધાર વરસાદ ઉપર જ છે. ત્યાંની જમીન એવી જાતની છે કે ત્યાં કુવા થઇ શકતા નથી. ગુજરાતના બાકીના ભાગમાં કાચા ને પાકા કુવા પુષ્કળ છે. એટલે એ ભાગની ખેતીની પેદાશ વધારે છે. અમદાવાદ જીલ્લામાં ખારી નદીમાંથી એક નહેર કાઢી છે તેની મારફત દસકોશીમાં ડાંગરને પાણી પુરૂં પડે છે. સુરત જીલ્લાના કેટલાક ભાગની જમીન વધારે ફળદ્રુપ છે. ખેડા જીલ્લાની જમીન કેળવવાથી વધારે રસાળ થઈ છે.

ખેતીના પાકમાં મુખ્યત્વે કરી ઘઉં, બાજરી, જુવાર, ડાંગર, મકાઇ, તુવર, મગ, અડદ વગેરે અનાજ તથા

કપાસ, તમાકુ, તલ, એરંડા, જીરૂ, વરીયાળી, સરસવ, વગેરે ઘણીયે જાતનો પાક થાય છે. આ સિવાય કેરી, ફણુસ, કેળાં વગેરે ઘણી જાતનાં ફળો અને જુદી જુદી જાતનાં શાક પણ થાય છે.

**જંગલની પેદાશ**—સાગ, સીસમ, વાંસ, વગેરે ઈમારતી લાકડાં, તથા લાખ, ગુંદર, મધ નાળિયેર, વગેરે. ઘણી જાતની વસ્તુઓ થાય છે.

**ખનીજની પેદાશ**--ગુજરાતમાં ડુંગરીઓ તથા ખડકો હોવાથી કોઇ કોઇ ઠેકાણે ધાતુની ખાણો છે, પણ તેનાથીયે વધારે પત્થરની ખાણો છે. પોરબંદર અને ધ્રાંગધ્રાની આસપાસ, ગાયકવાડી રાજ્યના સંખેડા મહાલમાં અને ઇડર રાજ્યના અમનગરમાં પત્થરની ખાણો છે. કેટલાક ભાગોમાં **આરસ, સ્ફટિક ને રંગીન પત્થરો** પણ નીકળે છે. રાજપીપળામાંથી **અકીક** નીકળે છે, ખંભાતમાં તેનાં બટન, એરીંગ વગેરે સુંદર વસ્તુઓ બને છે. પંચમહાલમાં **સીસું**, પંચમહાલ, રેવાકાંઠા અને મહીકાંઠામાં **અબરખ**, ખેડા જીલ્લાના કપડવંજ પાસે **સાજીખાર** અને અમદાવાદ જીલ્લાના વીરમગામ તાલુકામાં **સુરોખાર** નીકળે છે.

**દરીઆની પેદાશ**—કચ્છના અખાતમાં તથા કાઠિઆવાડના કિનારે **મોતી** અને **પરવાળાં** નીકળે છે. સુરત જીલ્લામાં વલસાડ પાસે ધારાસણામાં અને કાઠિઆવાડમાં દરીઆ કિનારે દરીઆના પાણીથી **મીઠું** પાકે છે.

આ સિવાય અમદાવાદ જીલ્લામાં ખારાઘોડામાં પુષ્કળ મીઠું પાકે છે.

# વેપાર અને તેના માર્ગો.

ગુજરાતની જમીન રસાળ હોવાથી અને પશ્ચિમભાગમાં દરીઓ આવવાથી ગુજરાતનો વેપાર બહુ સારો ચાલે છે. જુના વખતમાં ભરૂચ, ખંભાત, ધોળકા, સુરત, અમદાવાદ વગેરે વેપારનાં સારાં મથકો હતાં. સો વરસ પહેલાં ધોલેરા, ઘોઘા અને વીરમગામનો પણ વેપાર સારો હતો.

હાલમાં રૂ, કાપડ, તેલીબીયાં, કરીયાણું, અનાજ, અને ઘી, ગોળ વગેરેનો વેપાર મોટા પ્રમાણમાં ચાલે છે.

આપણે ત્યાંથી કપાસ, અનાજ, સુતરાઉ કાપડ, કરીયાણું, તમાકુ, ચામડું અને માખણ વગેરે બહાર જાય છે. અને બહારથી સુતર, જાતજાતનું કાપડ, ખાંડ, ચા, રંગો, કાચનો સામાન, કાગળો, ઘડીઆળો, રમકડાં વગેરે પરચુરણ વપરાશની ચીજો, મોટર, સાઇકલો, વગેરે અનેક જાતની વસ્તુઓ આવે છે અને તેનો મોટો વેપાર ચાલે છે.

**વેપારના માર્ગો**—ગુજરાતનો વેપાર મોટે ભાગે આગગાડી અને વહાણો મારફતે ચાલે છે. જયાં રેલ્વે નથી ત્યાં ગાડાં, ઊંટ કે પોઠ મારફતે ચાલે છે.

## રેલ્વે.

ગુજરાતમાં મોટામાં મોટી બી. બી. એન્ડ સી. આઇ. (મુંબઇ વડોદરા અને મધ્ય હિંદુસ્તાન) રેલ્વે છે. આની ઘણી શાખાઓ ગુજરાતના દરેક ભાગમાં પથરાયેલી છે. તેની મોટી મોટી શાખાઓ નીચે પ્રમાણે ગણાવી શકાયઃ—

**(૧) મુંબઇથી વીરમગામ જતી રેલ્વે**—આ રેલ્વે સૌથી મોટા માપની છે. મુંબઇથી વીરમગામ આવતાં આ ગાડીનાં વલસાડ, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડિયાદ, અમદાવાદ અને વીરમગામ વગેરે મોટાં સ્ટેશનો આવે છે. વલસાડ સિવાય ઉપર ગણાવેલાં બધાં સ્ટેશનોને જંકશન કહેવામાં આવે છે; કારણ કે આ સ્ટેશનોથી બીજી નાની રેલ્વેઓ બીજાં ગામો તરફ જાય છે.

**(૨) અમદાવાદથી રાજપુતાના થઇ દિલ્હી જતી રેલ્વે**—આ રેલ્વે કલોલ, મેસાણા, સિદ્ધપુર અને પાલનપુર થઈ રાજપુતાનામાં જાય છે. તેમાં કલોલ અને મેસાણા જંકશન છે.

**(૩) વીરમગામથી** ભાવનગર **જતી રેલ્વે**—આ રેલ્વે વીરમગામથી વઢવાણ અને ધોળા જંકશન થઈ ભાવનગર જાય છે.

આ સિવાય સાબરમતી–બોટાદ, અમદાવાદ–પ્રાંતિજ, નડિયાદ–કપડવંજ, આણંદ–ગોધરા, આણંદ–ખંભાત, ભરૂચ–જંબુસર, વીરમગામ–ખારાઘોડા, વગેરે ઘણી નાની રેલ્વેઓ આવેલી છે.

આ ઉપરાંત કાઠિઆવાડ, વડોદરા રાજ્ય વગેરે દેશી રાજ્યોમાં બીજી નાની નાની રેલ્વેઓ છે.

## હુન્નર–ઉદ્યોગ.

ગુજરાતનો મોટામાં મોટો ઉદ્યોગ ખેતીનો છે. તેના પર વસ્તીનો મોટો ભાગ પોતાનું ગુજરાન ચલાવે છે. આ

પછી બીજો ઉદ્યોગ મીલો અને જીનોનો ગણી શકાય. તેમાં હજારો માણુસો કામ કરે છે. જીનોમાં કપાસ લોઢાય છે અને મીલોમાં સુતર તથા કાપડ બને છે. આ સિવાય દળવાની ઘંટીઓ, છાપખાનાં, તથા લાકડાં વહેરવાનાં કારખાનાં મોટાં શહેરોમાં છે. દીવાસળી બનાવવાનાં તથા કાચનો સામાન બનાવવાનાં અને બીજી ઘણી જાતનાં નાનાં નાનાં કારખાનાં ઘણાં છે.

કિનખાબ અને રેશમી કાપડ તથા સોનેરી અને રૂપેરી કસબ અમદાવાદ, સુરત તેમ જ કાઠિઆવાડના નવાનગર-માં બને છે.

કપડાં રંગવાનું તથા છાપવાનું કામ સાબરમતીના કિનારે આવેલાં નાનાં મોટાં ગામોમાં તથા કાઠિઆવાડમાં કોઈ કોઈ ઠેકાણે સારૂ ચાલે છે. ખેડા જીલ્લામાં પણ છાપવાનું કામ સારૂં થાય છે.

અમદાવાદ, કડી પ્રાંતના વિસનગર, કાઠિઆવાડમાં ભાવનગર અને શિહોરમાં તાંબા પિત્તળનાં વાસણો સારાં બનેછે

લોઢાનું અને લાકડાનું કામ લગભગ બધે ઠેકાણે થાય છે.

## વસ્તી.

ગુજરાતની વસ્તી લગભગ ૯૬ લાખ માણુસની છે. તેનો મોટો ભાગ હિંદુઓનો છે. તેથી ઉતરતી વસ્તી અનુક્રમે મુસલમાન, ખ્રિસ્તી અને પારસીની છે.

હિંદુ—ઘણા જુના વખતમાં હિંદુઓમાં જુદી જુદી નાતો નહોતી. પણ પાછળથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર એવી

ચાર નાતો થઇ. તેમાંની પહેલી ત્રણ નાતો એક બીજા સાથે ખાવાપીવાનો તથા કન્યાની લેવડદેવડનો વ્યવહાર રાખતી. વખત જતાં આ ચાર નાતોમાંથી રહેઠાણ, ધંધા ને રીતરિવાજને લઈ હાલમાં એટલી બધી નાતો થઇ ગઈ છે કે તે દરેકની હકીકત આપવા બેસીએ તો પાર આવે નહિ. આમાંની લગભગ ઘણીખરી નાતોના માણસો બીજી નાતના માણસો સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખતા નથી. અને લગ્ન તો પોતાની નાત સિવાય બીજી નાતમાં થઇ શકતાં જ નથી. કદાચ કોઇ બીજી નાતની સ્ત્રી સાથે લગ્ન કરે તો નાતવાળા તેને નાત બહાર મૂકે છે. વળી હિંદુઓ ઢેડ, ચમાર, વગેરે કેટલીક નાતોના માણસોને અડતા નથી. હિંદુ સિવાય બીજી કોઈ જાતમાં આ રિવાજ નથી.

સામાન્ય રીતે હિંદુઓ ધોતીઆં પહેરે છે ને માથે પાઘડી કે ફેંટા બાંધે છે. પણ કાઠિઆવાડની અમુક જાતોમાં ચોરણા પહેરવાનો રિવાજ છે. શહેરમાં પાઘડીને બદલે ઘણા માણસો ટોપી પહેરે છે.

**મુસલમાનો**–તેમનામાં નાતો નથી પણ સૈયદ, વહોરા, શેખ, મેમણ, વગેરે કેટલીક જુદી જુદી જાતો છે. તેઓ એક બીજા સાથે જમી શકે છે. જમણવારમાં એક મોટા પહોળા વાસણમાં ફરતા જુદા જુદા બે, ત્રણ કે તેથી વધારે માણસો એક સાથે જમે છે. સૈયદ, વહોરા, વગેરે કેટલીક જાતની સ્ત્રીઓ પડદામાં રહે છે. તે ઘર બહાર નીકળે છે ત્યારે પણ શરીર ફરતો બુરખો રાખે છે.

સામાન્ય રીતે બધા મુસલમાનો સુરવાળ પહેરે છે ને દાઢી રાખે છે.

ખ્રિસ્તી–અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી પરદેશમાંથી ખ્રિસ્તી ધર્મનાં મંડળો ગુજરાતમાં આવ્યાં. તેમના ઉપદેશથી હિંદુમાંથી ઘણા માણસો ખ્રિસ્તી ધર્મ પાળતા થયા છે. તેમનામાં જુદી જુદી નાતો નથી, પણ દેશીખ્રિસ્તી ને પરદેશીખ્રિસ્તી એવા બે ભાગ પડ્યા છે. દેશી ખ્રિસ્તીની લગ્નક્રિયામાં હિંદુઓ કરતાં થોડો ફેરફાર હોય છે. તેમનો પહેરવેશ હિંદુ કરતાં થોડા ફેરફારવાળો છે.

પારસી–તેઓ મુળ ઈરાન દેશથી આવેલા. તેમનામાં જુદી જુદી નાતો નથી. તેમનું દેવસ્થાન અગિયારી કહેવાય છે. ત્યાં અગ્નિ રાખવામાં આવે છે, તેને તેઓ પવિત્ર માને છે. તેમના લગ્નના રીતરિવાજ થોડા થોડા હિંદુને મળતા આવે છે. કન્યા તરફનાં માણસો વર તરફનાં માણસોને પૈસા આપે ત્યારે જ લગ્ન થાય છે. એથી ગરીબ માણસો બહુ દુઃખી થાય છે. તેઓ મડદાને દાટતા કે બાળતા નથી પણ એક પહોળા કુવા જેવા દખમામાં મૂકે છે. તેમની મોટી વસ્તી સુરત અને ભરૂચ જીલ્લામાં છે.

તેમની સ્ત્રીઓનો પહેરવેશ હિંદુ સ્ત્રીઓથી થોડો ફેરફારવાળો છે, પણ ઘણા પુરૂષોનો પહેરવેશ સાહેબલોકના જેવો હોય છે.

ગુજરાતીઓની ઉપર જણાવી તે ચાર કોમો સિવાય મારવાડી, દક્ષિણી વગેરે કેટલાક બીજા પ્રાંતોના માણસો પણ ગુજરાતમાં રહે છે. તેઓ પોતપોતાના દેશના રિવાજને વળગી રહે છે.

સુરત ને પંચમહાલ જીલ્લામાં ભીલ, નાયકડા, ચોધરા, દુબળા, વગેરે જાતો વસે છે. તેઓ ઉપરની બધી જાતો કરતાં

ઘણી પાછળ પડતી છે. તેમને સુધારવા માટે અંગ્રેજ સરકાર તથા ગાયકવાડ સરકાર, ખ્રિસ્તી મંડળો ને ભીલ સેવામંડળ કામ કરી રહ્યાં છે.

## રાજ્યવ્યવસ્થા.

ગુજરાત પ્રાંતમાં અંગ્રેજ સરકાર અને દેશી રાજાઓનાં રાજ્યો આવેલાં છે. અંગ્રેજ સરકારના તાબાના મુલકને **ખાલસા મુલક** કહે છે.

ગામનો ઉપરી **મુખી** કહેવાય છે. તે જમીન મહેસુલના **તલાટીએ** રાખેલા દફતર પ્રમાણે ઉઘરાવેલા પૈસાનું તાલુકે ભરણું કરે છે અને ગામની સુખશાંતિમાં કોઈ રીતનો ભંગ થાય તો પોલીસ થાણામાં ખબર આપે છે. આ બંને કામ કેટલાંક ગામોમાં જુદા જુદા માણસો કરે છે. તેમાંનું પહેલું કામ કરનારને **તહેસીલદાર** અને બીજું કામ કરનારને **પોલીસ પટેલ** કહે છે. તાલુકાના ઉપરી **મામલતદાર** અને પેટા મહાલના ઉપરી **મહાલકારી** હોય છે. જીલ્લાના ઉપરી **કલેકટર** હોય છે. કલેકટર અને મામલતદારને મહેસુલ તથા બીજા કરવેરા સંબંધી તેમજ ન્યાય આપવાનું વગેરે ઘણાં કામ કરવાનાં હોય છે. આ ઉપરાંત ખેડા જીલ્લાના કલેકટરને ખંભાત સંસ્થાન પર, પંચમહાલના કલેકટરને રેવાકાંઠા એજન્સી પર અને સુરતના કલેકટરને સુરત એજન્સી પર દેખરેખ રાખવાનું કામ કરવાનું હોય છે. એજન્સી પર દેખરેખ રાખનાર અમલદારને **પોલિટિકલ એજન્ટ** કહે છે તેથી ઉપર કહેલા ત્રણે કલેકટરો જ્યારે એજન્સી સંબંધીનું કામ કરતા હોય, ત્યારે તેમને

પણ પોલિટિકલ એજન્ટ કહેવામાં આવે છે. મહીકાંઠા એજન્સીના પોલિટિકલ એજન્ટ તરીકે જુદા અમલદાર છે, તે સાદરામાં રહે છે. ગુજરાતના પાંચ જીલ્લાઓના પાંચ તથા થાણા જીલ્લાના એક મળી છ કલેકટરોના ઉપરી તરીકે **કમિશ્નર સાહેબ** છે. તે ઉત્તર વિભાગના કમિશ્નર કહેવાય છે. તેમને માત્ર જમીન મહેસુલ અને તેના દસ્તાવેજ સંબંધી કામ કરવાનું હોય છે. આવા કેટલાક વિભાગ મળી **ઇલાકો** થાય છે. તેના ઉપરી **ગવર્નર સાહેબ** હોય છે. તેઓ કલેકટરના રેવન્યુ સિવાયના બીજાં કામ પર દેખરેખ રાખે છે.

આપણા ઈલાકાનું નામ તેમાં આવેલા મુંબઇ શહેર પરથી **મુંબઈ ઇલાકો** પડયું છે. આવા કેટલાક ઈલાકા, પ્રાંતો અને મોટાં રાજ્યો મળીને **હિંદુસ્તાનનું સામ્રાજ્ય** થયું છે. તેના ઉપરી તરીકે સરકારે **ગવર્નર જનરલ** નામથી ઓળખાતા અધિકારી નીમ્યા છે.

વડોદરાના રાજ્ય પર દેખરેખ રાખવા તથા રાજાને સલાહ આપવા ગવર્નર જનરલ તરફથી **રેસીડેન્ટ** નામથી ઓળખાતા એક અમલદાર વડોદરામાં રહે છે.

પશ્ચિમ હિંદનાં રાજ્યો પર ગવર્નર જનરલ દેખરેખ રાખે છે. તેમના તરફથી વહીવટ કરવાને મોટાં રાજ્યોના **રેસીડેન્ટ** અને બાકીનાં નાનાં રાજ્યોના **એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ** તરીકે ઓળખાતા એક અમલદાર રાજકોટમાં રહે છે.

આ પ્રમાણે ગુજરાત પ્રાંતમાં અંગ્રેજ સરકાર **તરફના ઉત્તર વિભાગના કમિશ્નર, વડોદરા રાજ્યના**

રેસીડેન્ટ અને પશ્ચિમ હિંદનાં રાજ્યોના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ નામે ત્રણ મુખ્ય અમલદારો રહે છે.

કાઠિઆવાડની દક્ષિણે આવેલા દીવ બેટમાં અને સુરત જીલ્લાની દક્ષિણે આવેલા દમણ પરગણામાં પોર્ટુગીઝનું રાજ્ય છે. ને તે સ્વતંત્ર છે.

## સરકારી અને લોકોપયોગી ખાતાં.

અંગ્રેજ સરકારે રાજ્ય વ્યવસ્થામાં અનુકુળતા પડે અને લોકો સુખી થાય એ માટે કેટલાંક ખાતાં ઉઘાડયાં છે.

**રેવન્યુ ખાતું:**—જમીન મહેસુલ સંબધી કામકાજ કરનારા ખાતાને રેવન્યુ ખાતું કહે છે. તે આ ખાતા તરફથી ગામડામાં **સુખી** કે **તહેસીલદાર**, તાલુકામાં **મામલતદાર**, જીલ્લામાં **કલેકટર** અને વિભાગમાં **કમિશ્નર** સાહેબ કામ કરે છે.

**પોલીસ ખાતું:**—લોકોના જાનમાલનું રક્ષણ કરનારા ખાતાને **પોલીસ ખાતું** કહે છે. ગુના થતા અટકાવવા, થાય તો પકડી કાઢવા અને ગુનેગારને શિક્ષા કરાવવી એ કામ આ ખાતું કરે છે. દરેક જીલ્લાના પોલીસ ખાતાના ઉપરી તરીકે એ **પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ** અને જીલ્લાના વિભાગ પાડી ત્યાં એકેક **પોલીસ ઈન્સ્પેકટર** નીમવામાં આવે છે. તેના હાથ નીચે તાલુકામાં પોલીસ થાણાના ઉપરી **પોલીસ સબ ઈન્સ્પેકટર** હોય છે. ગામડાના સુખી કે **પોલીસ પટેલ** આ અમલદારોના કામમાં મદદ કરે છે. પોલીસ ગુનો પકડયા પછી ગુનેગાર ઉપર કચેરીમાં કેસ ચલાવી તેને શિક્ષા કરાવે છે. આ કામ તાલુકા અને જીલ્લાના રેવન્યુ અધિકારીઓ કરે છે. તે વખતે તેમને **માજીસ્ટ્રેટ**

કહેવામાં આવે છે. ભારે ગુનાની તપાસ માટે જીલ્લા દીઠ એક સેશન કોર્ટ હોય છે તેના ઉપરીને સેશન જડજ કહે છે.

**દિવાની ખાતું**:—લેણદેણની તકરારનો નિકાલ કરનારા ખાતાને દિવાની ખાતું કહે છે. આ કામ માટે એક કે વધારે તાલુકા વચ્ચે એક કચેરી હોય છે. તેના ઉપરીને મુનસફ કહે છે. અને એક કે વધારે જીલ્લા વચ્ચે એક મોટી કચેરી હોય છે, તેના ઉપરીને જીલ્લા સબ જડજ કહે છે.

**કેળવણી ખાતું**:—છોકરાંને કેળવણી આપવાનું કામ કરનારા ખાતાને કેળવણી ખાતું કહે છે. તેમાં વિભાગના ઉપરી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, જીલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર અને તેમના હાથ નીચે આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટરો હોય છે.

**પોસ્ટખાતું**:—કાગળો, પૈસા અને ઘણા થોડા વજનની ચીજો લાવવા લઇ જવાનું કામ કરનારા ખાતાને પોસ્ટ ખાતું કહે છે. આ ખાતામાં નાની પોસ્ટ ઓફિસના ઉપરીને પોસ્ટ માસ્તર કહે છે. તેમના ઉપરી પોસ્ટલ ઇન્સ્પેકટર અને તેમના ઉપરી જીલ્લાના પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ હોય છે.

ઘણીખરી પોસ્ટ ઓફિસમાં નાણાં જમા મૂકવા માટે સેવિંગ્સ બેંક હોય છે. કેટલીક પોસ્ટ ઓફિસો મારફતે તાર લાવવા લઇ જવાનું કામ પણ થાય છે.

**સુખાકારી ખાતું**:—લોકોને મફત દવા આપવા તથા માંદા માણસોની ચાકરી કરવાને માટે દરેક જીલ્લામાં એક સરકારી દવાખાનું હોય છે. તે ઉપરાંત તાલુકાના મોટા ગામમાં

નાનાં દવાખાનાં રાખવામાં આવે છે. હડકાયાં જનાવર કરડેલાં માણસોની દવા મોટાં દવાખાનાંમાં થાય છે. આ સિવાય મ્યુનિસિપાલીટી અને લોકલબોર્ડ તરફથી પણ લોક સુખાકારી જાળવવા પગલાં લેવાય છે.

**જાહેર બાંધકામ ખાતું:**—નહેરો, રસ્તા, નિશાળો, દવાખાનાં, કચેરીઓ, કેદખાનાં, નદીનાળાંના પૂલ, ધર્મશાળા, વગેરે બાંધવાનું કામ કરનારૂં ખાતું **જાહેર બાંધકામ ખાતું** કહેવાય છે. ને નહેરો, કુવા, તળાવ, વગેરેથી ખેતીને પાણી પુરૂં પાડનારૂં **ઈરીગેશન ખાતું** કહેવાય છે.

**સ્થાનિક સ્વરાજ્યનાં ખાતાં:**—આમાં **મ્યુનિસિપાલીટી ને લોકલબોર્ડ** ખાતાં આવે છે. પાંચ હજારથી વધારે માણસની વસ્તીવાળા ગામ કે શહેરમાં મ્યુનિસિપાલીટી હોય છે. તે લોકો પાસેથી કર ઉઘરાવીને કેળવણી આપવાનું, દીવા કરવાનું, રસ્તા વગેરે બાંધવાનું, સાફ કરવાનું ને સુખાકારી જાળવવાનું કામ કરે છે. તેનો વહીવટ લોકોથી ચુંટાયેલા માણસો કરે છે. લોકલબોર્ડના માણસોને પણ લોકો ચુંટી કાઢે છે. તેમનું કામ મ્યુનિસિપાલીટીના જેવું પણ જરા ઓછા પ્રમાણમાં હોય છે. તેમના ખર્ચ માટે સરકાર મહેસુલ સાથે લોકલફંડ ઉઘરાવીને તેમને આપે છે.

આ સિવાય આબકારી ખાતું, શીતળા ખાતું, જંગલ ખાતું,જમીન માપણી ખાતું, વગેરે ઘણી જાતનાં ખાતાં જુદા જુદા કામ સારૂ રાખેલાં છે.

આ પ્રમાણે જુદાં જુદાં ખાતાં રાખવાથી લોકોને તેમ જ સરકારને સારી સગવડ થાય છે.

---

# અમદાવાદ જીલ્લાનો

# નકશો.



# અમદાવાદ જીલ્લો.

**સીમા**—ઉત્તરે ગાયકવાડી મુલક અને મહીકાંઠા એજન્સીનો થોડો ભાગ, **પૂર્વે** ખેડા જીલ્લો, ખંભાતનું રાજ્ય ને ખંભાતનો અખાત, **દક્ષિણે** ભાવનગરનું રાજ્ય અને **પશ્ચિમે** કચ્છનું રણ ને ઝાલાવાડ આવેલાં છે.

ગાયકવાડી મુલક તથા મહીકાંઠા એજન્સીને લીધે ઇશાનમાં મોડાસા મહાલ ને પ્રાંતીજ તાલુકો, જીલ્લાના મુખ્ય ભાગથી જુદા પડે છે. તેમ જ દક્ષિણમાં ઘોઘા મહાલ ભાવનગરના રાજ્યને લીધે છુટો પડે છે.

**ભાગ**—આ જીલ્લો ગુજરાતના બધા જીલ્લામાં મોટો છે. તેના છ તાલુકા અને ત્રણ પેટામહાલ મળી નવ ભાગ છે. પેટામહાલમાં તાલુકાથી ઓછાં ગામ હોય છે. તાલુકાના ઉપરી મામલતદાર અને પેટામહાલના ઉપરી મહાલકારી કહેવાય છે.

**તાલુકા**—(૧) ઉત્તર દસ્ક્રોઇ, (૨) દક્ષિણ દસ્ક્રોઈ, (૩) પ્રાંતીજ, (૪) વીરમગામ, (૫) ધોળકા ને (૬) ધંધુકા.

**પેટામહાલ**—(૭) મોડાસા (૮) સાણંદ ને (૯) ઘોઘા.

**કુદરતી વિભાગ**—વીરમગામ તાલુકાની ઉત્તરનો ભાગ **ચુંવાળ**, દક્ષિણ દસ્ક્રોઇનો કેટલોક ભાગ **દસકોશી** અને ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, ધંધુકાનો પશ્ચિમ ભાગ ને કાઠિઆવાડનો કેટલોક ભાગ મળી **ભાલ** કહેવાય છે.

ચુંવાળના **કોળી**, દસક્રોશીની ડાંગર અને ભાલના ઘઉં પ્રખ્યાત છે.

**દેખાવ**—આખા જીલ્લાના ત્રણ ભાગ થઇ શકે છે. એ ત્રણે ભાગો એકબીજાથી અલગ છે.

**૧ લો ભાગ**—પ્રાંતીજ તાલુકો ને મોડાસા મહાલ. આ ભાગની જમીન રેતાળ છે.

**૨ જો ભાગ**—મધ્યવિભાગ એમાં વીરમગામ, બંને દસક્રોઇ, ધોળકા અને ધંધુકા તાલુકો તથા સાણંદ પેટા-મહાલ આવે છે. આ ભાગમાં પૂર્વ તરફ ગોરાડુ રેતાળ અને પશ્ચિમ તરફ કાળી જમીન છે.

**૩ જો ભાગ**—ઘોઘા પેટામહાલનો છે, આ ભાગની જમીન ડુંગરાળ ને કાળી છે.

**ડુંગરો**—ઉત્તરમાં મોડાસા મહાલમાં ૫૦૦ ફૂટ ઉંચી ડુંગરોની નાની હાર છે. ને ઘોઘામાં ખોખરા નામે ઓળખાતા ડુંગરો આવેલા છે.

## નદીઓ

**સાબરમતી** અંબાજીના ધામથી થોડે છેટે અરવલીના નૈઋત્ય ઢાળમાંથી નીકળી ૨૦૦ માઇલ વહી ખંભાતના અખાતને મળે છે. તેની ઉપર અમદાવાદ પાસે કોટેશ્વર, દુધેશ્વર વગેરે જગાઓ પવિત્ર મનાય છે.

**મેશ્વો, માજુમ ને વાત્રક** એ ત્રણે નદીઓ ડુંગરપુરની દક્ષિણથી નીકળે છે. આ ત્રણેનો સંગમ ખેડા જીલ્લામાં થાય છે અને આગળ જતાં એ ત્રણેને ખેડા

જીલ્લાની **શેઢી** નદી મળે છે. એ ચારેનો સંગમ ધોળકાની પૂર્વ સરહદ પર વૌઠા નજીક સાબરમતી સાથે થાય છે. અહીં નજીકમાં **ખારી** પણ **સાબરમતીને** મળે છે. અને સાબરમતી અને **હાથમતી** પ્રાંતીજ તાલુકાની સરહદ પર મળેલી જ છે, તેથી વૌઠા નજીક સાત નદીઓનું પાણી ભેગું થાય છે.

**ભોગાવો** સાબરમતીના મુખને મળે છે, આ નદીમાં ચોમાસામાં નળ સરોવરનું પાણી પડે છે. તેનું પાણી ખારૂં છે.

## તળાવ, સરોવર ને વાવ.

**કાંકરીઉં તળાવ** અમદાવાદની પાસે આવેલું છે. એ તળાવ અમદાવાદના સુલતાન કુતુબશાહે બંધાવ્યું છે. એની વચમાં બેટ છે, તેમાં બગીચો તથા બંગલો છે, તેને નગીનાવાડી કહે છે.

**ચંડોળા તળાવ** પણ અમદાવાદની નજીક આવેલું છે. એમાં ખારી નદીનું પાણી વાળેલું છે, તેનું પાણી આસપાસનાં ગામો ખેતી માટે લે છે.

**મલેકસાબાનું** તળાવ અમદાવાદ નજીક રખીઆલ ગામ પાસે આવેલું છે. તે પત્થરની બાંધણીનું આઠ ખુણાવાળું છે. હાલમાં તે પાણી વગરનું છે.

**નળસરોવર**—એ કુદરતી સરોવર છે. એનું પાણી ખારૂં છે. અહીં બરૂ બહુ થાય છે, તે છાપરાની છાજમાં વપરાય છે. તેનાં કાળા રંગનાં ડીંડવા જેવાં મૂળીઆંના રોટલા કરી ગરીબ લોકો દુકાળના વખતમાં ખાય છે.

**મલાવ તળાવ** ધોળકા પાસે આવેલું છે. આ તળાવ સોલંકી વંશના પ્રખ્યાત રાજા સિદ્ધરાજની મા મીનલદેવીએ બંધાવેલું છે. એ તળાવની વચમાં એક બેઠક બનાવેલી છે. આ તળાવનો કિનારો ખાંચાવાળો છે, તેને માટે એમ કહેવાય છે કે તળાવ બંધાવતાં તે જગાએ એક બાઇનું ઘર આવતું હતું, તેને મોં માગ્યા પૈસા આપવા છતાં તેણે પોતાનું ઘર આપવા ના કહી ને કહ્યું કે 'તમે પૈસા ખરચીને તમારૂં નામ અમર રાખવા ચાહો છો, તો આથી મારૂં નામ પણ અમર થશે ને આ અદલ ઇન્સાફને લોકો વખાણશે,' ભલી રાણીએ આ વાત કબુલ રાખીને તળાવ વાંકું બંધાવ્યું. તેથી કહેવાય છે કે ન્યાય જોવો હોય તો 'ધોળકાનું મલાવ તળાવ જુઓ.'

**મુનસર** તળાવ વીરમગામમાં આવેલું છે. આ પણ મીનલદેવીએ બંધાવ્યું છે. તેની આસપાસ ૩૬૦ દેરીઓ હતી. તેમાંની હાલ પણ કેટલીક છે.

**સોનેરીયું** તળાવ ઘોઘાની નજીકમાં છે. આ તળાવનું પાણી નળ વાટે ઘોઘાના રામકુંડ નામે નાના બાંધેલા તળાવ માં આવે છે, તેજ પાણી ગામના લોકો પીએ છે. કારણ કે ઘોઘા, દરિયાના કિનારા પર હોવાથી મીઠા પાણીના કુવા નથી.

**અડાલજની વાવ**—અમદાવાદ પાસે અડાલજ નામે ગામમાં પત્થરની બાંધેલી મોટી વાવ છે. આ વાવ માટે જુદી જુદી દંતકથાઓ ચાલે છે. તેની કારીગરી જોવા જેવી છે.

**દાદાહરીની વાવ**--કહેવાય છે કે મહમદ બેગડાને હરી નામની એક દાસી હતી. તેની પાસે બે ઝાંઝર હતાં તેમાંનું એક ઝાંઝર વેચી વાવ બંધાવી હતી ને બીજું ઝાંઝર વાવમાં નાખ્યું હતું. આ વાવ બંધાવતાં ત્રણ લાખ રૂપીઆ ખર્ચ થયુ હતું.

## બંદર.

આ જીલ્લાની દક્ષિણ દિશાએ ખંભાતનો અખાત આવેલો છે. તેના કિનારે ધોલેરા ને ઘોઘા એ બે બંદર છે. અગાઉ આ બંદરો મારફતે કરોડો રૂપીઆનો વેપાર થતો. પરંતુ ખંભાતનો અખાત પુરાતો જવાથી દરીઆ માર્ગનો વેપાર પડી ભાંગ્યો છે, ને હવે આ બે પણ માત્ર નામનાંજ બંદરો રહ્યાં છે.

## બેટ.

ખંભાતના અખાતમાં પીરમનો બેટ છે. તે દોઢ માઇલ લાંબા ને પોણા માઇલ પહોળા ખડકનો એક ટેકરો છે.

## દીવાદાંડી.

**પીરમની દીવાદાંડી**—ઘોઘા પાસેના પીરમના બેટ ઉપર ઇંટથી ચણીને પત્થરનાં પગથીઆંવાળી બાંધેલી છે.

**ઘોઘાની દીવાદાંડી**--ઘોઘાની પાસે છેક દરીઆ કિનારે આશરે ૪૦ ફુટ ઉંચી લોઢાના મજબુત પાયાથી બાંધેલી છે. એના ફાનસની ચીમનીનો કાચ રાતો છે, તેથી તેનો દીવો લાલ દેખાય છે.

**ધોલેરાની દીવાદાંડી**—ધોલેરાની ખાડીના મુખ આગળ માત્ર એક લાકડાના થાંભલા પર પાંચ ફાનસોવાળી છે. એનો દીવો ૫૦ ફુટ ઉંચો છે અને પંદર માઇલ દૂરથી દેખાય છે.

**અકવાડાની દીવાદાંડી**—ઘોઘા નજીક દરીઆ કિનારે છે. તે દસ માઇલ દૂરથી દેખાય છે.

## હવાપાણી.

આ જીલ્લાના મધ્ય ભાગમાં ઉનાળામાં તાપ બહુ પડે છે. ઇશાન તરફ પ્રાંતીજ ને મોડાસાની જમીન ઉંચી હોવાથી તથા ધંધુકા ને ઘોઘા તાલુકાનો કેટલોક ભાગ દરીઆ કિનારે આવેલો છે, તેથી ત્યાં તાપ ઝાઝો જણાતો નથી.

મોડાસા સિવાય આખા જીલ્લામાં વરસાદ બહુ પડતો નથી. ને છેલ્લાં થોડાં વર્ષથી તો વરસાદની તાણ પડે છે. વરસાદનું પાણી ગામડાંની આસપાસ નાના મોટા ખાડામાં ભરાઇ રહે છે, તેને લીધે ભાદરવા મહિનાના તાપથી ઘોઘા સિવાય બધે તાવનો રોગ ચાલે છે.

ઘોઘાની હવા ઉનાળામાં ઘણી સારી રહે છે, તેથી તે હવાખાવાના સ્થળ તરીકે જાણીતું છે.

## વનસ્પતિ.

મોડાસાના ડુંગરો પર સાગ, ખેર, વાંસ વગેરે થાય છે. અસલના વખતમાં અમદાવાદ નજીક સીસમ અને ધોળકા નજીક સુખડ થતી. એ સિવાય જીલ્લાના ઘણા ભાગમાં આંબા, રાયણ, મહુડા, વડ, પીંપળ, પીંપળા, લીંબડા, બાવળ,

બોરડી, જાંબુડા, આંબલી, ખાખરા, વગેરે ઘણી જાતનાં ઝાડો થાય છે. તાડ ને ખજુરી આ જીલ્લામાં બહુ થોડાં છે. આ ઝાડોમાંનાં કેટલાંકનાં ફળ તેમ જ ખેર ને બાવળનો ગુંદર ખાવાના કામમાં આવે છે. અને કેટલાકનાં લાકડાં ઘર બાંધવાના ને બાળવાના કામમાં વપરાય છે. ખાખરાના પાનનાં પત્રાળાં થાય છે.

## જનાવરો.

ગાય, ભેંસ, ઘોડાં, ગધેડાં, બકરાં, ઘેટાં, ઊંટ, વગેરે ગામડાનાં જનાવર દરેક સ્થળે છે.

આ સિવાય શિયાળ, સસલાં, હરણ, રોઝ, ડુક્કર, વગેરે જનાવરો કોઈ કોઈ ઠેકાણે નજરે પડે છે. મોડાસાના ડુંગરોમાં કોઈ ઠેકાણે વાઘ હોય છે.

## વસ્તી.

આ જીલ્લાની વસ્તી ૮૯૦૯૧૧ માણસની છે. તેનો મોટો ભાગ હિંદુઓનો છે. લગભગ દસમા ભાગની વસ્તી મુસલમાનની છે. આ સિવાય અમદાવાદમાં **પારસીની** અને આખા જીલ્લામાં કોઈ કોઇ જગાએ **દેશીખ્રિસ્તીની** વસ્તી આવેલી છે.

## ખેતીની પેદાશ.

જમીન બે પ્રકારની છે, કાળી ને ગોરાડુ. કાળી જમીન પશ્ચિમ ભાગમાં છે. ગોરાડુ જમીન પૂર્વ ભાગમાં છે તેમાં ચોમાસું પાક લીધા પછી શિયાળુ ને ઉનાળુ પાક કુવાના પાણીથી

થાય છે. ધોળકા અને ધંધુકાના બારાની નીચી જમીનમાં કપાસ ને ઘઉં થાય છે. સાણંદ ને ધોળકાના વાયવ્ય ભાગમાં ડાંગર થાય છે, તે પાણીની તંગીને લીધે દસ્ક્રોઇ કરતાં હલકી જાતની હોય છે. ઘણાંખરાં અનાજ અને કઠોળ જીલ્લાના દરેક ભાગમાં થાય છે. આદુ, મરચાં, હળદર, લસણ, રાઈ, મેથી, ધાણા, જીરૂં, અને વરીઆળી જીલ્લાના ઘણા ભાગમાં થાય છે, પણ ખાસ કરીને ધોળકા ને દસ્કોઈ તાલુકામાં વધારે થાય છે. ગળી દસ્ક્રોઇનાં કેટલાંક ગામમાં થતી પણ પરદેશી રંગો આવવાથી તેનું વાવેતર બંધ થયું છે. કપાસ આખા જીલ્લામાં થાય છે. શણ ને ભીંડી દસ્ક્રોઇ ને પ્રાંતીજ તાલુકામાં થાય છે. તેલીબીયાંમાં તલ, દીવેલી, સરસવ, અળસી, વગેરે કેટલાક તાલુકામાં થાય છે. ગોળ દક્ષિણ દસ્ક્રોઇમાં સારો બને છે. આ સિવાય જામફળ, દાડમ, કેળાં વગેરે ફળ તથા શેરડી, તમાકુ અને શાકભાજી કુવેતર જમીનમાં થાય છે. સાબરમતીની રેતીમાં બટાટા, ટેટી ને તડબુચ થાય છે.

## બીજી પેદાશ.

વીરમગામ તાલુકાના ખારાઘોડા ગામ આગળ કુવા ખોદી તેના પાણીથી સરકારની દેખરેખ નીચે મીઠું પકવવામાં આવે છે, એ મીઠું વરાગડું કહેવાય છે. ઘોઘા નજીક લોઢાનાં વળાં પથરાએલાં હોય છે. વીરમગામ તાલુકાના કેટલાક ભાગમાં એવી માટી છે કે તેમાંથી સુરોખાર બનાવી શકાય. પ્રાંતીજની પશ્ચિમમાંથી ઘણો ઉસ મળી આવે છે, તે સાબુ બનાવવાના કામમાં આવે છે. ઘોઘા મહાલમાં મકાન બાંધવાના અનેક જાતના પત્થર મળી આવે છે.

## રેલ્વે.

વીરમગામથી અમદાવાદ થઇને મુંબઈ તરફ જનારી મોટી રેલ્વે અને અમદાવાદ–ધોળકા–ધંધુકા, અમદાવાદ–પ્રાંતીજ, અમદાવાદથી દિલ્હી જનારી વગેરે તેની શાખાઓ આ જીલ્લામાં આવેલી છે. તે ઉપરાંત વીરમગામથી ખારાઘોડા સુધી મીઠાને માટે ખાસ રેલ્વે બાંધવામાં આવી છે, તેની મારફત પણ વ્યવહાર ચાલે છે. આ બધી રેલ્વે ઉપરનાં સ્ટેશનોની હકીકત તાલુકાવાર કહેવામાં આવશે.

## હુન્નર–ઉદ્યોગ.

આખા જીલ્લામાં મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. તેનાથી ઉતરતો મીલો ને કારખાનાંનો છે. અમદાવાદમાં ઘણી મીલો તથા બીજાં કારખાનાં છે. સ્ટેશનવાળાં મોટાં ગામોમાં કપાસ લોઢવાનાં જીનો છે. અમદાવાદ જુના વખતથી રેશમી અને કસબી કાપડને માટે પ્રખ્યાત છે. એ સિવાય તાંબા પિત્તળનાં વાસણ પણ સારાં બને છે. સુથાર, લુહાર, સોની, વગેરે કારીગરોના ધંધા આખા જીલ્લામાં ચાલે છે. મીલના સુતરનું હાથથી કાપડ વણવાનું કામ ઘણીખરી જગાએ થાય છે.

અમદાવાદ શહેર મોટું વેપારી મથક છે. વીરમગામ, ઘોઘા ને ધોલેરા જુના વખતમાં મોટાં વેપારી મથક હતાં, હાલમાં પણ તેમનો વેપાર ઠીક ઠીક ચાલે છે.

## આયાત અને નિકાસ.

આ જીલ્લામાં જુદી જુદી જાતનું કાપડ, સુતર, ખાંડ,

લોઢાનો ને કાચનો સામાન, કાગળ, ધાતુઓ, ઈમારતી લાકડાં, નાળિયેર, અનાજ, લીલો ને સુકો મેવો, રેશમ, વગેરે માલ બહારથી આવે છે. અને અમદાવાદની મીલોનું કાપડ, રેશમી ને કસબી કાપડ, તેલીબીયાં, મીઠું, સુતર, કરીયાણું, વગેરે માલ બહાર ગામ જાય છે.

## ઉત્તર દસ્ક્રોઈ તાલુકો

**નદીઓઃ**—સાબરમતી ને ખારી.

**તળાવઃ**—કાંકરીઉં, ચંડોળા, મલેકસાબા ને સુસકર.

**રેલ્વે સ્ટેશનોઃ**— અમદાવાદ, એલીસબ્રીજ, સાબરમતી, આમલીરોડ, ખોડીઆર, અસારવા, નરોડા, મેદરા, સરખેજ ને મોરૈયા.

**મુખ્ય ગામો—અમદાવાદ** શહેર વસ્તી અને વેપારમાં આખા ગુજરાતમાં પહેલા નંબરનું છે. તે અહમદશાહ બાદશાહે વસાવ્યું હતું તે ઉપરથી તેનું નામ અમદાવાદ પડયું છે. તેમાં પહેલાં ગુજરાતની રાજધાની હતી, તેથી તેને રાજનગર પણ કહે છે. તેમાં હઠીસીંગનું દહેરૂં, સ્વામીનારાયણનું મંદિર, તથા જુમામસીદ, ભદ્રનો કિલ્લો, શાહઆલમનો રોજો, સુલતાન અહમદશાહનો રોજો વગેરે મુસલમાન કાળનાં ઘણાં જોવાલાયક સ્થળો છે. આ ઉપરાંત શહેરની હદમાં આવેલા ગોમતીપુર પાસે હાલતા તોડાની મસીદ અને અસારવામાં દાદાહરીની વાવ જોવાલાયક છે.

નરોડા ગામમાં વૈષ્ણવધર્મના આચાર્યજીની બેઠક અને શ્રાવકોનું દેરાસર છે.

સરખેજમાં મહમદ બેગડાની અને તેના ગુરૂ ગંજબક્ષની કબરો ઉપર બાંધેલો સુંદર રોજો છે.

અચીએરનું રંગાટી કામ વખણાય છે.

અડાલજની વાવ જોવાલાયક છે.

રાયપુર પાસેથી ખારીની નહેર કાઢેલી છે.

સાબરમતી ગામમાં કેદીઓ માટે મોટી સરકારી જેલ છે.

નિકોલ, વાસણા, ઓગણજ ને સૈજપુર ઇનામી ગામો છે.

આ સિવાય ઉંવારસદ. ઇંદ્રોડા, કોબા, વગાદ, ત્રાગડ, કાળી, વગેરે જાણવા જેવાં ગામો છે.

## દક્ષિણ દસ્ક્રોઇ તાલુકો

**નદીઓ**—સાબરમતી, ખારી ને મેશ્વો.

**રેલ્વે સ્ટેશનો**—વટવા ને બારેજડી.

**મુખ્ય ગામો**—**વટવાનો** રોજો જોવા જેવો છે. **જેતલપુરમાં** સ્વામીનારાયણનું મંદિર ને તળાવ સારાં છે. **પીરાણાનો** રોજો જોવા જેવો છે, તેનો એક ધર્મ ચાલે છે, ને હિંદુ ને મુસલમાન બંને કોમ પાળે છે. ત્યાંના મહંતને કાકા કહે છે. **લાંભામાં** બળીઆકાકાનું ધામ છે. **ભુવાલડી** અને **વહેલાલની** જમીન ત્યાંના પાટીદારોએ કેળવીને રસાળ બનાવી છે. આ ગામોમાં તથા તેની આસપાસનાં બીજાં ગામોમાં કરિયાણું થાય છે. **ભુવાલડીમાં** ગળી તૈયાર કરવાના કુંડ છે.

હીરાપુર ને કાસિંદ્રાનો ગોળ વખણાય છે. બારે-જડીમાં ગંજીફરાકની મીલ છે વસાઇની કમોદ નામની ડાંગર વખણાય છે. ઇસનપુર, કુજાડ, નારોલ, વાંચ, વસ્ત્રાલ, વગેરે ઈનામી ગામો છે.

આ સિવાય બારેજા, અસલાલી, કણભા, ભાત વગેરે ગામો છે.

## પ્રાંતીજ તાલુકો

**નદીઓ**—સાબરમતી, હાથમતી, મેશ્વો અને ખારી.

**તળાવ**—પ્રાંતીજમાં હંમેશાં પાણી રહે તેવી એક મોટી બોખ છે, જે લાંબી અને બહુ ઉંડી છે.

**સ્ટેશન**—પ્રાંતીજ, ખેરોલ, તલોદ અને સોનાસણ.

**મુખ્ય ગામો**—પ્રાંતીજના સાબુ વખણાય છે. હરસોલમાં પહેલાં લશ્કરી ટુકડી રહેતી હતી, આ ગામની પાસે એક ઝરો છે, તેનું પાણી રાત્રે ગરમ અને દિવસે ઠંડું રહે છે. આ સિવાય ઓરાણ, ઘડકણ, બાલીસણા, સોના-સણ, તલોદ, વાઘપુર, ખેરાળુ, વગેરે ગામો આવેલાં છે.

## વીરમગામ તાલુકો

આ તાલુકાના ચુંવાળ, વઢિયાર, નળકાંઠો, ખાખરીયું ને જતવાડ એવા કુદરતી વિભાગ પડે છે.

**તળાવ ને સરોવર**—નળ, મુનસર ને ગંગાસર.

**રેલ્વે સ્ટેશનો**—વીરમગામ, જખવાડા, પાટડી, ઝુંડ ભોયણી, ભંકોડા, દેત્રોજ ને ખારાઘોડા. એમાં વીરમગામ જંકશન છે.

**પાટડીદરબારનાં ગામો.**—પાટડી, વાસણા, ગોરૈયા, ભોજવા, ચોકરીઆ, જેજરા, ખેરવા વગેરે.

**તાલુકદારી ગામ.**—ભંકોડા, છનીઆર, ડાંગરવા, દેકાવાડા, પનાર, વણી, રૂણી, વણોદ વગેરે.

**ખાલસા ગામો**—વીરમગામ, ભડાણા, માંડલ, સીતાપુર, દાલોદ, દેત્રોજ, જખવાડા, વગેરે.

**ગાયકવાડી ગામ.**—ખોરજ.

**કાઠિઆવાડી ગામો.**—મીઠાપુર, રૂરકી, વગેરે.

**મુખ્ય ગામો**--વીરમગામ જુના વખતમાં વેપારનું મોટું મથક હતું. હાલમાં ત્યાં કપાસનો વેપાર સારો ચાલે છે. બે મીલો ને કેટલાંક જીનો છે. તેમાં ગંગાસર ને મુનસર તળાવ આવેલાં છે. **ભોયણી** જૈનલોકોનું જાત્રાનું ધામ છે. **પાટડી** દરબારનું ઇનામી ગામ છે.

ખારાઘોડામાં મીઠું પકવવામાં આવે છે.

આ સિવાય માંડલ, દેત્રોજ, ઓગાણુ, ગોરૈયા, રામ પુરા, સીતાપુર, વગેરે ગામો છે.

## ધોળકા તાલુકો.

આ તાલુકામાં નળકાંઠો ને ભાલ એ બે કુદરતી વિભાગ આવેલા છે. ભાલમાં ઉનાળામાં પાણીની તાણ પડે છે.

**નદીઓ**—સાબરમતી, મેશ્વો, ભોગાવો ને રોહર.

**તળાવો**—મલાવ તળાવ ને નળ સરોવર.

**સ્ટેશનો**—આવળા, સાવજડા, ધોળકા, ગુંદી, કોઠ-ગાંગડ, લોલીઆ વગેરે.

**જાત્રાનાં સ્થળો**—વૌઠા પાસે સાત નદીઓનો સંગમ થાય છે, ત્યાં કારતક સુદ પુનમે મોટો મેળો ભરાય છે.

**ઈનામી ગામ**—અરણેજ, લાણા, રાજપુર, વગેરે.

આ તાલુકામાં **તાલુકદારી ગામ** ૪૩ છે.

**મુખ્ય ગામો**—ધોળકા મહાભારતમાં જણાવેલા વૈરાટ નગરની જગાએ વસેલું કહેવાય છે. તેમાં મલાવ તળાવ છે. અહીંથી જામફળ, દાડમ, ને સુંઠ બહાર ગામ જાય છે. આ ગામની હવા ચોમાસામાં રોગ કરનારી હોય છે.

બાવળાનો વેપાર સારો છે.

આ સિવાય ચલોડા, કોઠ, ગાંગડ, ઉતેલીયા, વાસણા-કેળીયા, બદરખા, સરોડા, કાવીઠા, કેરાળા, વગેરે.

## ધંધુકા તાલુકો.

**નદીઓ**—ભાદર, ગોમા, ઉતાવળી, નીલકા, ઓંકાર ને લોગાવો.

**સ્ટેશનો**—ધંધુકા ને રાણપુર.

**જાત્રાનાં સ્થળ**—સારંગપુરમાં સ્વામીનારાયણ સંપ્રદાય તરફથી સ્થાપેલી હનુમાનજીની મૂર્તિ છે.

**ભીમનાથ**માં ભીમનાથ મહાદેવનું સ્થાન છે.

**મુખ્ય ગામો**—ધંધુકામાં પ્રખ્યાત જૈન પંડિત હેમાચાર્ય જન્મ્યા હતા.

**ધોલેરાથી** ખંભાતનો અખાત છ માઇલ દૂર છે. પણ ખાડી મારફતે સો વર્ષપર વેપાર ચાલતો હતો, તેથી તે ધોલેરા બંદરને નામે જાણીતું છે. ત્યાંનું ધર્મકુંડ નામે તળાવ જોવા જેવું છે.

રાણપુરમાં જુના વખતના કિલ્લાનાં ખંડેર છે. આ સિવાય બરવાળા, ગાંફ, ભડિયાદ, ખસ, અડવાળ, રોજકા, તગડી, વગેરે મોટાં ગામો છે.

## મોડાસા મહાલ.

નદીઓ—વાત્રક, માઝુમ, સાકરી અને ધામણી.

ઈનામી ગામો—ઈટાલી ને હમશાબાદ

તાલુકદારી ગામ—ગાજણ, ઇંદ્રાણ ને આમોદરા.

મુખ્ય ગામો—મોડાસા, ધનસુરા ને દેહેમાઇ.

## સાણંદ મહાલ.

**નદીઓ**—સાબરમતી અને રોહર.

**સ્ટેશન**—સાણંદ ને છારોડી.

**મુખ્ય ગામો**—સાણંદ. અહીંની તમાકુ વખણાય છે. આ સિવાય ગોધાવી, મોડાસર, વગેરે.

## ઘોઘા મહાલ.

**નદીઓ**—માલણગંગા, માલેશ્વરી, રાજેશ્વરી, ગોમતી વગેરે.

**તલાવ**—સોનેરીઉં.

**ખાલસા ગામ**—ઘોઘા, કરેડા, ભીકડા ને મોટાખોખરા.

**ઈનામી ગામ**—હોઇદડ, તણસા, ચીત્રા ને ખરકડી. પીરમબેટ પણ ઈનામી છે. આ સિવાય પીરમ બાદ કરતાં ૫૬ ગામ તાલુકદારી છે, એટલે કુલ ૬૪ ગામ છે.

મુખ્ય ગામો—ઘોઘા એ મહાલનું મુખ્ય ગામ ને બંદર છે. અગાઉ એ ઘણું પ્રસિદ્ધ બંદર હતું, પણ દરીઓ દૂર જવાથી વેપાર પડી ભાંગ્યો છે. એની હવા ઉનાળામાં સારી રહે છે તેથી કેટલાક લોકો ત્યાં હવા ખાવા જાય છે.

વાલુકડની વાવ જોવા જેવી છે.

મોટાખોખરા નજીક માળનાથનો ડુંગર છે, તેના પર માળનાથ મહાદેવનું દહેરૂં ને કુંડ છે.

## ખેડા જીલ્લો.

સીમા—ઉત્તરે મહીકાંઠા એજન્સી, અમદાવાદ જીલ્લા તથા ગાયકવાડી દહેગામ તાલુકો, પૂર્વે ને દક્ષિણે મહીનદી તથા પશ્ચિમે સાબરમતી.

તાલુકા—(૧) કપડવંજ (૨) ઠાસરા (૩) નડિયાદ (૪) મહેમદાવાદ (૫) માતર (૬) આણંદ ને (૭) બોરસદ.

દેખાવ—મહીનદીના કિનારા પાસેની જમીન ખાડા-ટેકરાવાળી છે, તે સિવાય આખા જીલ્લાની જમીન સપાટ છે. તેનો મધ્યભાગ ચરોતર કહેવાય છે. આ ભાગ ઘણો ફળ-દ્રુપ છે.

નદીઓ—સાબરમતી, મહી, શેઢી, વાત્રક, મેશ્વો, ખારી ને મહોર. શેઢી નદી ઉંડી અને બહુ વેગવાળી છે, તેને મહોર નદીનો સંગમ થાય છે, ત્યાર પછી તેનું પાણી ખારૂં થાય છે.

લસુંદ્રામાં ઉનાપાણીના કુંડ છે.

**હવાપાણી**—જીલ્લાની હવા સમધાત છે. કપડવંજ, ઠાસરા અને ખારી નદીના કિનારાના કેટલાક ભાગની હવા ઠીક નથી.

**ખેતી**—ચરોતરની જમીન રસાળ હોવાથી તેમાં અનાજ ઉપરાંત તમાકુ, વરીઆળી, જીરૂં વગેરે પાકે છે. તમાકુ અને તુવેર બહુ વખણાય છે, તેનો મોટો વેપાર ચાલે છે.

**વસ્તી**—આ જીલ્લામાં ૭૧૦૯૮૨ માણસની વસ્તી છે. તેમાં આગળ પડતો ભાગ પાટીદારોનો છે. તેઓ વેપાર તેમ જ નોકરીને અર્થે આફ્રિકા વગેરે પરદેશોમાં સંખ્યાબંધ ગયા છે. આખા પ્રાંતમાં આ જીલ્લાના લોકો વધારે કેળવાયેલા છે. સરકાર તરફથી અપાતી કેળવણી ઉપરાંત આણંદમાં 'ચરોતર કેળવણી મંડળ' નામનું એક મંડળ છે.

## કપડવંજ તાલુકો.

**સ્ટેશન**—કપડવંજ, કડતાલ અને દાસલવાડા.

**મુખ્ય ગામ**—કપડવંજ, અહીં સાબુનાં કારખાનાં ઘણાં છે, કાચની જે ચીજો અહીં બને છે, તેમાં કંઇ સુધારો થયો નથી. શહેર જુનું છે. સિદ્ધરાજના વખતનાં કુંડ અને વાવ જોવા જેવાં છે. અહીંના વોરાઓ મોટા વેપારીઓ છે.

**લસુંદ્રામાં** ઉના પાણીના કુંડ છે.

આ સિવાય કઠલાલ, આંત્રોલી, તોરણા, છીપડી વગેરે ગામો છે.

## ઠાસરા તાલુકો.

**સ્ટેશન**—ડાકોર, ઠાસરા, અંગાડી ને સેવાલીયા.

**મુખ્ય ગામો**—ઠાસરા, ડાકોર, જનોડ, કાલસર, પાલી, ધુણાદ્રા, અંગાડી, આગારવા વગેરે

ડાકોરમાં શ્રીરણછોડરાયનું મંદિર અને સુંદર ગોમની તળાવ આવેલાં છે. તેની જાત્રાએ દૂરના ભાગોથી ભાવિક માણસો આવે છે.

## નડિયાદ તાલુકો.

સ્ટેશન—નડિયાદ, મહુધા, ઉત્તરસંડા વીણા, વડથળ.

**મુખ્ય ગામો**—નડિયાદ, વડતાલ, મહુધા, ચુણેલ, અલીણા, ચકલાસી, ઉત્તરસંડા ને ડભાણ વગેર.

જીલ્લામાં સહુથી મોટું શહેર નડિયાદ છે. તેમાં **સંતરામનું** મંદિર જોવા લાયક છે. ગુજરાતના કેટલાક વિદ્વાન માણસોની આ જન્મભૂમિ છે.

વડતાલ બોરીઆવી સ્ટેશનથી થોડે દૂર આવેલું છે. ત્યાં સ્વામીનારાયણ પંથનું મોટું મંદિર છે.

ઉત્તરસંડામાં વાઘરી લોકો માટે એક સરકારી સ્કુલ છે. આ લોકો માટે આખા ગુજરાતમાં બીજી એકે સ્કુલ જાણવામાં નથી.

## મહેમદાવાદ તાલુકો.

સ્ટેશન—કનીજ ને મહેમદાવાદ.

**મુખ્ય ગામ**—મહેમદાવાદ. ખેડા. સીહુજ, મહીજ, સરસવણી, કનીજ ને રૂદણ વગેરે.

**મહેમદાવાદ**—મહમદ બેગડાએ વસાવ્યું છે. ત્યાંનો ભમરીયો કુવો જોવા લાયક છે. વાત્રક નદીને કાંઠે મહમદ બેગડાના 'ચાંદાસુરજ' નામના મહેલનાં ખંડેરો આવેલાં છે.

**ખેડા**—જીલ્લાનું મુખ્ય ગામ છે. આ શહેર ઘણું જુનું છે. તેને ફરતો કોટ છે.

**સીહુજ**ના રખીદાસ નામના પટેલે પ્રસિદ્ધ કવિ શામળભટ્ટને આશ્રય આપ્યો હતો.

## માતર તાલુકો

**મુખ્ય ગામો**—માતર, લીંબાસી, ત્રાજ, ચિત્રાસણ, નવાગામ અને નાયકા વગેરે.

**માતર**માં જૈન લોકોનું બહુ ભવ્ય મંદિર છે.

આ તાલુકાના કેટલાક ભાગમાં ઝાંઝવાનું જળ દેખાય છે.

## આણંદ તાલુકો

**સ્ટેશન**—આણુંદ, બોરીઆવી, વાસદ, ઉમરેઠ, ભાલેજ અને નાવલી. આણુંદ મોટું જંકશન છે. ત્યાંથી ખંભાત અને ગોધરા તરફ ગાડીઓ જાય છે.

**મુખ્ય ગામો**—આણુંદ, ઉમરેઠ, વાસદ, નાપાડ, કરમસદ, સામરખા, ચિખોદ્રા, ઓડ, સારસા અને બોરીઆવી વગેરે.

**આણુંદ** રેલ્વે જંકશન થયા પછી ગામનો વેપાર ઘણો વધ્યો છે. **વાસદ**ની તુવર વખણાય છે.

આ તાલુકાનાં કેટલાક ગામોમાં કુવાનું પાણી ઘણું ઊંડું છે.

### બોરસદ તાલુકો

મુખ્ય ગામ—બોરસદ, આંકલાવ, વીરસદ, પીંપળાવ, દેહવાણ, રાસ, સુણાવ, ભેટાશી, અલારસા અને નાપા.

બોરસદમાં મિશનરી ફિમેલ ટ્રેનિંગ કોલેજ છે.

રાસમાં પક્ષીઓને દાણા નાખવા માટેની પરબડી જોવા જેવી છે.

---

## પંચમહાલ જીલ્લો.

---

સીમા—ઉત્તરે ને પૂર્વે રેવાકાંઠા એજન્સી, દક્ષિણે ગાયકવાડનો મુલક અને પશ્ચિમે ગાયકવાડી મૂલક તથા મહી નદી આવેલાં છે.

તાલુકા—(૧) ગોધરા (૨) કાલોલ (૩) દાહોદ. તથા પેટામહાલ (૧) ઝાલોદ (૨) હાલોલ આ પ્રમાણે પાંચ મહાલ ઉપરથી આ જીલ્લાનું નામ પંચમહાલ પડયું છે.

દેખાવ—આ જીલ્લાની વચ્ચે રેવાકાંઠા એજન્સી આવવાથી તેના બે ભાગ પડી જાય છે. એક પૂર્વનો અને બીજો પશ્ચિમનો. પશ્ચિમ વિભાગ લગભગ સપાટ છે, માત્ર દક્ષિણ ચાંપાનેરની નજીકનો ભાગ સપાટ નથી. પૂર્વભાગની જમીન ખાડાટેકરાવાળી છે.

**પર્વતો**—મોટો પહાડ પાવાગઢનો છે, તે લગભગ અડધો માઇલ ઉંચો છે. ઉનાળામાં મેદાન કરતાં આ પર્વતની હવા ઠંડી રહે છે, તેથી તે હવાખાવાનું સ્થળ છે. આ પર્વત પર મહાકાળીનું મંદિર જોવા જેવું છે. આ સિવાય દાહોદ ને ગોધરામાં નાની ટેકરીઓ છે. પર્વતોમાંથી સીસું, લોઢું ને મેંગેનીઝ નીકળે છે.

**નદીઓ**—આ જીલ્લામાં નદી, તળાવની સંખ્યા સારી છે. **પાનમ, કરડ, વિશ્વામિત્રી, દેવ ને અનાસ** એ મુખ્ય નદીઓ છે. પાનમ, કરડ ને અનાસ મહીને મળે છે. વિશ્વામિત્રી પાવાગઢના ડુંગરમાથી, અને દેવ બારીઆના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે. દાહોદમાં છાબ તળાવ મોટું પાકું બાંધેલું છે. ટુવામાં ઉના પાણીના કુંડ છે.

**હવાપાણી**—કાલોલ ને દાહોદની હવા સારી છે. અને ગોધરાની આસપાસ જંગલો હોવાથી ત્યાંની હવા કંઇક રોગ કરનારી છે.

**વસ્તી**—કુલ વસ્તી ૩૭૪૮૬૦ ની છે. તેમાં મોટો ભાગ કોળી, નાયકડા ને ભીલોનો છે. વસ્તીનો ઘણો ભાગ હલકી કોમનો હોવાથી બીજા જીલ્લાઓ કરતાં આ જીલ્લો પછાત છે.

**રોજગાર**—ખેતીનો મુખ્ય પાક મકાઇ છે. અહીં મહુડાંના ઝાડની સંખ્યા પુષ્કળ હોવાથી ડોળીયું તેલ સાબુ બનાવવા માટે કપડવંજ જાય છે. લાખની ચુડીઓ સારી બને છે. જંગલનાં ઇમારતી લાકડાં વગેરે બહાર વિશેષ જાય છે.

## ગોધરા તાલુકો

સ્ટેશનો—ગોધરા, ટુવા ને અંકલાવ.

મુખ્ય ગામ—ગોધરા, શહેરા ને કાંકણપુર. ગોધરા મોટું શહેર છે. ત્યાંનું ગોધ્રક નામે તળાવ જોવા જેવું છે. અહીં સાગનાં પારણાં, સાંબેલાં, પલંગ, ખુરશીઓ વગેરે લાકડાનો સામાન સારો બને છે. જીલ્લાના કલેક્ટર અહીં રહે છે. તે રેલ્વેનું જંકશન છે. ટુવા પાસે ઉના પાણીના કુંડ છે.

## દાહોદ તાલુકો

સ્ટેશન—દાહોદ અને જેકોટ.

મુખ્ય ગામ—દાહોદ, ગાંગરડી ને જેસાવાડા. દાહોદ ગુજરાત અને માળવાની સરહદ પર આવેલું હોવાથી દોહદ (બેહદ) ઉપરથી દાહોદ નામ પડયું છે. તેની પાડોશમાં છાબ નામનું તળાવ છે. તે સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની સરદારી નીચેના લોકોએ એકએક છાબ માટી કાઢવાથી બનેલું છે.

## કાલોલ તાલુકો

સ્ટેશન—ડેરોલ અને ખરસાલીયા.

મુખ્ય ગામ—કાલોલ ને વેજલપુર. કાલોલમાં સીસમ અને ગુગલ થાય છે.

## ઝાલોદ મહાલ.

મુખ્યગામ—ઝાલોદ અને લીંબડી.

## હાલોલ મહાલ

સ્ટેશન—ચાંપાનેર રોડ અને હાલોલ.

મુખ્ય ગામો—હાલોલ ને કંજરી. હાલોલમાં મહમ્મુદ બેગડાના વખતમાં હાલુર નામના સુતારે સુંદર બાગ બનાવ્યો હતો, તેના નામ પરથી હાલોલ નામ પડયું છે.

ચાંપાનેર—પાવાગઢની તલેટીમાં આવેલું આ જુનું શહેર ઇતિહાસમાં જાણીતું છે. અહીંનો કિલ્લો અજીત ગણાતો. તેને તાબે કરવાને માટે ઘણી વખત હિંદુ રાજાઓ અને મુસલમાન રાજાઓ વચ્ચે લડાઇઓ થઇ હતી. હાલ તે કિલ્લો ખંડિયેર સ્થિતિમાં છે.



# ભરૂચ જીલ્લો.

સીમા—ઉત્તરે મહી નદી, પૂર્વે ગાયકવાડી રાજ્ય, દક્ષિણે કીમ નદી અને સુરત જીલ્લો તથા પશ્ચિમે ખંભાતનો અખાત આવેલાં છે.

આ જીલ્લામાં કાનમ અને બારખાણા એ બે કુદરતી વિભાગ છે.

તાલુકા—(૧) ભરૂચ (૨) અંકલેશ્વર (૩) વાગરા (૪) આમોદ (૫) જંબુસર એ પાંચ તાલુકા અને (૬) હાંસોટ પેટામહાલ મળી આ જીલ્લાના છ ભાગ કરેલા છે.

દેખાવ—જમીનની સપાટીના દેખાવ પરથી આ જીલ્લાના ત્રણ ભાગ થાય છે. દરીઆ કાંઠાનો રેતાળ ને સાંકડો કટકો, પછી નીચાણુ ખારાપાટનો મુલક અને તેની પેલી તરફ જયાં દરીઆની ભરતી નથી પહોંચતી તે ફળદ્રુપ જમીનનો મુલક. માત્ર પૂર્વ તરફ ઘટાવાળાં ઝાડો આવેલાં છે. તે સિવાય આખા જીલ્લામાં ઝાડ ઓછાં છે.

નદીઓ—નર્મદા, મહી, ઢાઢર અને કીમ. ઢાઢર નદી દરીઆથી સાત માઈલ છેટેથી પહોળી થઈ ખાડી બનેલી છે. તેની વચ્ચે કાદવ અને રેતીવાળાં ભાઠાં આવેલાં છે, છતાં ખાડીમાં વહાણો ચાલે છે.

આ સિવાય વંઠ, આછોદ, ગોપાલરેલ અને રૂપારેલની ખાડીઓ છે.

બેટ—ધંતુરીઆ ને કાસવા.

બંદર—ગંધાર, દેહેજ, દેહેગામ, હકારીઆ ને ભરૂચ.

હવાપાણી—આ જીલ્લાની હવા સુખાકારીવાળી ને મનને પ્રસન્ન કરે એવી છે.

વસ્તી અને રોજગાર—આ જીલ્લામાં ૩૦૭૭૪૫ માણસની વસ્તી છે. જમીનનો મોટો ભાગ કાળી જમીનનો છે. તેમાં કપાસનો પાક સારો થાય છે. આગી રેલ્વેના દરેક સ્ટેશને કપાસ લોઢવાનાં જીન થયાં છે. હાંસોટ મકાલના ઘઉં જાણીતા છે. મુખ્ય વેપાર કપાસનો છે. બંદરો મારફતે કેટલોક વેપાર ચાલે છે. અંકલેશ્વરથી નાના માપની ગાડી રાજપીંપળાના રાજ્યમાં જાય છે, તેની મારફને લાકડાં,

વાંસ, મીણ, મધ, વગેરે જંગલની પેદાશની ચીજો અહીં આવે છે.

## ભરૂચ તાલુકો.

આ તાલુકાનાં નર્મદા કિનારાનાં ગામોની જમીન રસાળ છે.

**સ્ટેશન**—ભરૂચ, ચમારગામ અને પાલેજ. ભરૂચ જંકશન છે.

**મુખ્ય ગામ**—ભરૂચ, શુકલતીર્થ, ઝાડેશ્વર, અંગલેશ્વર, ચમારગામ, પાલેજ, અને કડોદ.

**ભરૂચ**—નર્મદા નદી પર આવેલું છે. તેનો દશાશ્વમેધ નામનો આરો પવિત્ર મનાય છે. આ શહેર પહોળાઇમાં ઓછું ને લંબાઈમાં વધારે છે. જુના વખતમાં એ મોટું બંદર હતું, ત્યારે ઘણું નામાંકિત હતું. અહીંથી જંબુસર તરફ રેલ્વેનો એક ફાંટો જાય છે. આ શહેરમાં નર્મદાનો મોટો પૂલ જોવા જેવો છે.

**શુકલતીર્થ**—નર્મદા કાંઠે આવેલું છે. આ સ્થળ પવિત્ર મનાય છે, ત્યાં કારતક સુદ પુનમે મોટો મેળો ભરાય છે. તે નદીના બેટમાં **કબીરવડ** નામે મોટો વડ આવેલો છે.

**પાલેજ**—કપાસના વેપાર માટે પ્રસિદ્ધ છે.

**કડોદ**—એ ગામ ભરૂચથી શુકલતીર્થ જતાં અધવચ નર્મદાને કિનારે આવેલું છે, ત્યાં જ્યારે અધિકમાસ વૈશાખ આવે છે, ત્યારે મોટી જાત્રા ભરાય છે, તેને **તવરાની** જાત્રા કહે છે.

## અંકલેશ્વર તાલુકો.

સ્ટેશન—અંકલેશ્વર અહીંથી એક નાની રેલ્વે નાંદોદ જાય છે.

મુખ્ય ગામો—અંકલેશ્વર, ઈલાવ, સીસોદરા, કતપુર ને પીરપાપડી. અંકલેશ્વરનો વેપાર સારો ચાલે છે. ઈલાવ ભરૂચ જીલ્લાની સરહદ ઉપર છે. ને પીરપાપડીમાં પીરની પંદર વાર લાંબી કબર છે.

## વાગરા તાલુકો.

મુખ્ય ગામો—વાગરા, દેહેજ, ગંધાર, વિલાયત ને લખીગામ. ગંધાર જુના વખતમાં મોટું બંદર હતું. ત્યાં શ્રાવકોનું જીર્ણ થઇ ગયેલું પણ પ્રખ્યાત દહેરૂં છે.

## આમોદ તાલુકો.

મુખ્ય ગામો—આમોદ, કેરવાડા, ઈખર ને સરભોણ. આમોદમાં ચપ્પુ ને છરી સારાં બને છે. આમોદમાં તથા બીજાં કેટલાંક ગામોમાં ત્યાંના ઠાકોરનો ભાગ છે. કેરવાડા પણ ઠાકોરનું છે.

## જંબુસર તાલુકો.

મુખ્યગામો—જંબુસર, ટંકારીઆ, દેહેગામ, કાવી, ગજેરા ને સારોદ. જંબુસરમાં મોટા દાણાની રાઇ થાય છે. ભરૂચથી રેલ્વેનો એક ફાંટો અહીં થઇને વડોદરા જાય છે.

## હાંસોટ મહાલ.

આ મહાલ થોડાં ગામોનો છે. તેમાં હાંસોટ સિવાય બીજું મોટું ગામ નથી. તેનો વેપાર સારો ચાલે છે. અહીંના ઘઉં હાંસોટી ઘઉં તરીકે જાણીતા છે.



# સુરત જીલ્લો.



**સીમા**—ઉત્તરે કીમ નદી અને ભરૂચ જીલ્લો, પૂર્વે ગાયકવાડી રાજ્ય અને સુરત એજન્સી, દક્ષિણે દમણગંગા નદી ને થાણા જીલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**તાલુકા**—(૧) ઓરપાડ (૨) ચોર્યાસી (૩) જલાલપોર (૪) વલસાડ (૫) પારડી. આ દરીઆ કિનારા પરના તથા (૬) માંડવી (૭) બારડોલી (૮) ચીખલી આ અંદરના. અને (૯) વાલોડ મહાલ મળી આ જીલ્લાના નવ ભાગ કરેલા છે.

**દેખાવ**—પશ્ચિમ ભાગની દરીઆ કિનારાની જમીન રેતાળ ને ખારવાળી છે, પૂર્વ ભાગ ડુંગરાળ છે. નદીઓના કિનારાની જમીન ફળદ્રુપ છે. ઓરપાડ, ચોર્યાસી, બારડોલી ને જલાલપોર તાલુકાની જમીન કાળી છે. માંડવી, ચીખલી, વલસાડ ને પારડી તાલુકાની જમીન પત્થરવાળી છે. પૂર્વ ભાગ ડુંગરોને લીધે ઉંચો છે, તેથી બધી નદીઓ પૂર્વથી પશ્ચિમમાં વહે છે.

**ડુંગરો**—અગવાડા, ઉદવાડા, પાલનેરા ને એંધળ. એમાં પાલનેરાનો જુનો કિલ્લો ને ખંડેર જોવા લાયક છે.

**નદીઓ**—કીમ, સેના, તાપી, મીંઢાળા, પૂર્ણા, અંબિકા, કાવેરી, ખરેરા, ઔરંગા, પાર, કોલક અને દમણગંગા. આમાંની મોટી નદીઓનાં મુખ ખાડીઓ હોવાથી તેમાં થોડે દૂર સુધી વહાણો આવી શકે છે.

બંદર—ભગવાદાંડી, હજીરા, દાંડી, મેંધર, બીલીમોરા, ભાગડા, ઉમરસાડા, ઉદવાડા અને દમણ.

આબોહવા—આખા પશ્ચિમ કિનારે દરીઓ હોવાથી ત્યાંની હવા સમધાત છે. માંડવી, બારડોલી ને ચીખલી આ ત્રણ તાલુકાની હવા જંગલોને લીધે રોગવાળી છે તથા ત્યાં ટાઢ તાપ પણ વધારે પડે છે. બારડોલી, ચીખલી, વલસાડ ને પારડી આ ચાર તાલુકામાં વરસાદ વધારે પડે છે.

વનસ્પતિ—પૂર્વ ભાગમાં સાગ, સીસમ, ખેર વગેરે ઇમારતી લાકડાં, પશ્ચિમમાં નાળિયેરી, ખજુરી અને તાડ તથા ફળદ્રુપ જમીનમાં આંબા, ફણુસ વગેરે ફળાઉ ઝાડ થાય છે.

જનાવર—જંગલના ભાગમાં જંગલી ભુંડ, ચિત્રા, વરૂ વગેરે જંગલી પ્રાણીઓ હોય છે.

વસ્તી—આ જીલ્લાની કુલ વસ્તી ૬૭૪૩૫૧ માણસની છે. પૂર્વભાગમાં અને માંડવી તાલુકામાં ભીલ, કોંકણા, ચોધરા, ઢોડીઆ, નાયકા, દુબળા વગેરે હલકી કોમની વસ્તી વધારે છે. પશ્ચિમ ભાગમાં કોળી ને માછી લોકની વસ્તી વધારે છે. મધ્યભાગની વસ્તીનો મોટો ભાગ પાટીદાર અને અનાવલા બ્રાહ્મણોનો છે. પારસીઓ પહેલવહેલા અહીં આવી વસ્યા હતા. તેથી આજે પણ તેમની વસ્તી બીજા જીલ્લાઓ કરતાં વધારે છે.

રોજગાર—વસ્તીનો ઘણો ભાગ ખેતી પર ગુજરાન કરે છે. માછીકોમ માછલાં સૂકવી તે પર પોતાનો ગુજારો કરે છે. સુરતમાં કસબનું કામ સારૂં થાય છે, જે આખા ગુજરાતમાં વખણાય છે. રેશમી કાપડ, હાથીદાંતનું કામ,

રસકપુર અને હીંગળોક સારાં બને છે. કાપડની બે ત્રણ મીલો છે. આ જીલ્લાના ઘણા માણસો આફ્રિકામાં ધંધા માટે જાય છે. જીલ્લામાં બંદરો પર સારો વેપાર ચાલે છે.

**આયાત અને નિકાસ**—ગોળ, રૂ, પીંપર, રેશમી અને કસબી કાપડ, ઇમારતી લાકડાં અને લીલો મેવો બહાર ગામ જાય છે અને ખાંડ, કાપડ, તથા વપરાશની અનેક વસ્તુઓ બહારથી આવે છે.

## ઓરપાડ તાલુકો.

**સ્ટેશન**—ઉતરાણ, સાયણ ને કીમ.

**મુખ્ય ગામ**—ઓરપાડ, કુડસદ, ભગવાદાંડી, અડાજણ, અમરોલી, કોસાડ, વરાછા, હજીરા વગેરે. ઓરપાડમાંથી ઢોર ને ઈમારતી લાકડાં બહારગામ જાય છે. હજીરા હવા ખાવાનું સ્થળ છે, ત્યાં દીવાદાંડી છે.

## ચોર્યાસી તાલુકો.

**સ્ટેશન**—સચીન, ઉધના, સુરત ને નિયોલ.

**મુખ્ય ગામ**—સુરત, રાંદેર, કતારગામ, ભાઠા ને ઉમરા વગેરે. સુરત શહેર કસબીકામ માટે બહુ પ્રખ્યાત છે. પ્રાચીન સમયમાં આ મોટું બંદર હતું. તેનો વેપાર બહુજ મોટો ચાલતો હતો. કતારગામ જાત્રાનું સ્થળ છે.

## જલાલપુર તાલુકો.

**સ્ટેશન**—અમલસાડ, વેડછા.

**મુખ્ય ગામ**—જલાલપોર, મટવાડ, અબ્રામા, અમલસાડ, કછોલી, આટ, ખરસાડ, અષ્ટગામ. સીસોદરા, સાલેજ ને સુપા વગેરે. સુપામાં આર્યસમાજનું ગુરૂકુલ છે.

## વલસાડ તાલુકો.

સ્ટેશન—વલસાડ ને ડુંગરી.

મુખ્ય ગામ—વલસાડ, છરવાડા, ધરાસણા, ભદેલી, ઉંડાચ, કોસંબા, ઉંટડી, માલવણ, અટગામ, તિથલ વગેરે. વલસાડ બંદર છે. અહીંથી ચઢતો સાગ વખણાય છે. ધરાસણામાં મીઠું પકવવામાં આવે છે. તિથલ હવાખાવાનું ઠેકાણું છે.

## પારડી તાલુકો.

સ્ટેશન—વાપી, ઉદવાડા ને પારડી.

મુખ્ય ગામ—બાલદાપારડી, બગવાડા, કુંતા, ઉદવાડા, કોલક વગેરે. કુંતામાં મોટો મેળો ભરાય છે, તે ત્રણ માસ ચાલુ રહે છે. ઉદવાડા પારસીઓનું જાત્રાનું ધામ છે.

## માંડવી તાલુકો.

મુખ્ય ગામ—માંડવી, બહુધાન, તરસાડા, તડકેશ્વર ને ઘંટોલી વગેરે. બહુધાનમાં બારબાર વરસે મેળો ભરાય છે.

## બારડોલી તાલુકો.

સ્ટેશન—બારડોલી, ટીંબરવા ને મઢી.

મોટાં ગામ—બારડોલી, કડોદ, સરભોણ, મોતા ને વરાડ.

## વાલોડ મહાલ.

મુખ્ય ગામ—વાલોડ.

# થાણા જીલ્લો.



આ જીલ્લો ગુજરાત પ્રાંતનો નથી પણ રાજ્યવ્યવસ્થાની ખાતર ઉત્તર વિભાગમાં મૂકેલો હોવાથી આપણે તેની હકીકત જાણવી જોઈએ.

**સીમા**—ઉત્તરે પોર્ટુગીઝનું દમણ પરગણું તથા જવાર સંસ્થાન, પૂર્વે ને દક્ષિણે મધ્ય વિભાગ અને પશ્ચિમે અરબી સમુદ્ર.

**તાલુકા**—આ જીલ્લાના નવ તાલુકા પાડવામાં આવ્યા છે. તેમાંના (૧) દહાણું (૨) વસાઇ (૩) ઉત્તરસાષ્ટી (૪) માહીમ ને (૫) ભીંવડી એ પાંચ દરીઆ કિનારે તથા (૬) વાડા (૭) શાહપુર (૮) મુરાબાદ ને (૯) કલ્યાણ એ અંદરના ભાગમાં આવેલા છે.

**દેખાવ**—દરીઆ કિનારાનો ભાગ સપાટ અને પૂર્વનો પ્રદેશ ઉંચો છે

**વસ્તી અને રોજગાર**--આ જીલ્લાની વસ્તી ૭૫૬૯૧૬ માણસની છે. તેઓ મરાઠી ભાષા બોલે છે. પૂર્વ તરફના પ્રદેશમાં આપણા પ્રાંતના ભીલ ને નાયકા જેવા અનાર્ય લોક વસે છે. આ જીલ્લામાં મુખ્ય પાક ડાંગરનો છે. કિનારા તરફના ફળદ્રુપ તાલુકામાં શેરડી, કેળાં, પાન, આદુ, નાળિયેર, વગેરે થાય છે. અગાશીનાં સુકાં કેળાં વખણાય છે. મુંબઇ પાસે હોવાને લીધે કેટલાંક ગામોમાં રહી લોકો મુંબઇ જઇ ધંધો રોજગાર કરે છે. સુરત જીલ્લાના ધરાસણાની માફક વસાઈ ને ભાયદર આગળ મીઠું પકવવામાં આવે છે.

જાણવા લાયક સ્થળ—થાણા, બોરીવલી, વસઈ, ને કલ્યાણ. થાણામાં મોટી સરકારી જેલ છે. બોરીવલી સ્ટેશનથી દોઢ માઈલ પર કેનેરી ગુફા જોવા લાયક છે. કલ્યાણ ઘણું જુનું શહેર છે.

## મહીકાંઠા એજન્સી.

મહી નદીની ઉત્તર તરફના પ્રદેશને મહીકાંઠા કહે છે. એ ભાગમાં આવેલાં દેશી રાજ્યો મહીકાંઠા એજન્સી ગણાય છે. આ એજન્સીમાં દાંતા, ઇડર, માલપુર, માણસા, પેથાપુર, મોહનપુર, આમલીઆરા, ઘોડાસર, વાસણા, મહીસા, ડભોડા, કટોસણ, જોટાણા ને સાંથળ વગેરે રાજ્યો આવેલાં છે. તેમાં ઇડર રાજ્ય મોટું છે. દાંતાનું રાજ્ય અંબાજી માતાના ધામને લીધે પ્રખ્યાત છે. આ એજન્સીનો વહીવટ ચલાવવા એક પોલિટિકલ એજંટ સાદરામાં રહે છે. તેનું કામકાજ ઉત્તર વિભાગના કમીશનર મારફત કરવામાં આવે છે.

આ એજન્સીનો ઉત્તર અને પૂર્વ ભાગ ડુંગરાળ અને જંગલવાળો છે. તેમાં સાબરમતી, વાત્રક, હાથમતી ને સરસ્વતી વગેરે નદીઓ આવેલી છે. આ એજંસીની મુખ્ય પેદાશ બાજરી, મકાઇ, ઘઉં, ચણા, તલ અને રૂ છે.

ઇડરનું રાજ્ય લગભગ ભરૂચ જીલ્લા જેવડું છે. આ રાજ્યમાં ઈડર ને અમનગર (હિંમતનગર) એ બે મોટાં ગામ છે. ઇડરનો કિલ્લો જોવા લાયક છે. અમનગર પાસે પત્થરો નીકળે છે.

પેથાપુરમાં તરવાર, છરી, ચપ્પુ વગેરે સારાં બને છે. અહીંના બાંધણી નામના સાડલા વખણાય છે.

ખેડબ્રહ્મા અમદાવાદ પ્રાંતીજ–રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. અહીં બ્રહ્માની મૂર્તિ અને અંબાજી માતાનું ધામ છે.

## રેવાકાંઠા એજન્સી.

આ એજન્સીનાં કેટલાંક રાજ્યો રેવા (નર્મદા) નદી પર આવેલાં છે, તેથી તે રેવાકાંઠા એજન્સીના નામથી ઓળખાય છે. આ એજન્સીમાં ડુંગરોની મોટી હાર આવેલી છે. દક્ષિણના ડુંગર રાજપીંપળાના નામે ઓળખાય છે, તે સાતપુડાના ફાંટા છે અને બીજી હાર જે એજન્સાની વચ્ચે આવેલી છે, તે વિંધ્યાચળના છેડા છે. મહી અને નર્મદા મોટી નદીઓ છે. રાજપીંપળાના રતનપુર ગામ પાસેથી અકીક નીકળે છે. પંચમહાલના કલેકટર તે આ જીલ્લાના પોલિટિકલ એજંટ છે.

રાજ્યો—રાજપીંપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સૂંથ ને વાડાશિનોર વગેરે મોટાં રાજ્યો તથા સંખેડા મેવાસ અને પાંડુ મેવાસ નાનાં રાજ્યોના સમુહ છે. રાજપીંપળા રાજ્યની નાંદોદ રાજ્યધાની છે. અંકલેશ્વરથી નાંદોદ સુધી રેલ્વે છે.

પંચમહાલ એજન્સી નામની એક નાની એજન્સી અલગ હતી, તેને રેવાકાંઠા એજન્સી સાથે જોડી દીધી છે. તેની રાજધાનીનું ગામ નારૂકોટ છે.

## ખંભાત સંસ્થાન.

ખેડા જીલ્લાની પશ્ચિમે અને મહી નદીની ઉત્તરે આ સંસ્થાન આવેલું છે. તેના રાજા નવાબ કહેવાય છે. અહીંનો

દરીઆ કાંઠાની જમીનમાં ખાર એટલો બધો છે, કે દર પાંચ વરસે નવા કુવા ખોદાવવા પડે છે. ખેડા જીલ્લાના કલેકટર આ સંસ્થાનના પોલિટિકલ એજંટ તરીકે કામ કરે છે.

**ખંભાત** શહેર જુના વખતમાં બહુ જાણીતું હતું. દરીઓ દૂર ખસી જવાથી અખાતનું બારૂં પૂરાઇ ગયું છે. એટલે વેપાર નાના વહાણો મારફતે ચાલે છે. આ શહેરમાં રાજપાંપળેથી આવેલા અકીક પત્થરને પકવી બોરીયાં, એરીંગ વગેરે બનાવે છે.

## સુરત એજન્સી.

આમાં સુરત જીલ્લાની પાસે આવેલાં (૧) વાંસદા (૨) ધરમપુર (૩) સચીન અને (૪) ડાંગનાં રાજ્યો છે. કાવેરી અંબિકા ને દમણગંગા નદીઓ આ એજન્સીમાં થઇ ને વહે છે. સુરત જીલ્લાના કલેકટર આ એજન્સીના પોલિટિકલ એજન્ટ છે. વસ્તી ૧૭૯૭૫૪ માણસની છે.

**વાંસદા** રાજ્યની રાજધાની વાંસદા માત્ર સાડા ત્રણ હજાર માણસની વસ્તીનું ગામ છે. આ રાજ્યમાંથી ઇમારત બાંધવામાં વપરાય એવો કાળો પત્થર નીકળે છે.

**ધરમપુર** રાજ્યની રાજધાની ધરમપુર છે. આ રાજ્યની હવા ખરાબ છે. ને ઇમારતી લાકડાંનો મોટો વેપાર ચાલે છે.

**સચીનનું** રાજ્ય મુસલમાની છે. આ રાજ્યનાં ગામો સુરત જીલ્લામાં વીખરાએલાં છે. આ રાજ્યનું ડુમસ ગામ હવાખાવાનું સ્થાન છે.

**ડાંગ** જંગલનો પ્રદેશ છે.

ઉનાઈ ગામમાં ઉનાપાણીનો કુંડ છે. ત્યાં ચૈત્રી પુનમે મેળો ભરાય છે. એ અંગ્રેજી, ગાયકવાડી ને વાંસદા ત્રણે રાજ્યોની સરહદ પર આવેલું છે.

# વડોદરાનું રાજ્ય.

આ રાજ્ય આખા ગુજરાતનાં દેશી રાજ્યોમાં સૌથી મોટું છે. તેના રાજા ગાયકવાડ સરકાર કહેવાય છે. અંગ્રેજી રાજ્ય થયા પહેલાં ગુજરાતનો ઘણો ભાગ આ રાજ્યને તાબે હતો. હાલ પણ ગુજરાતનાં કેટલાંક દેશી રાજ્યો તો ખંડણી આપે છે. તે અંગ્રેજી અમલદારો મારફતે ઉઘરાવાય છે. ગવર્નર જનરલ તરફથી દેખરેખ રાખવાને અને સલાહ આપવા એક અંગ્રેજી અમલદાર વડોદરામાં રહે છે, તે રેસીડેન્ટ કહેવાય છે.

આ રાજ્યના ચાર પ્રાંત પાડયા છે. (૧) **કડી પ્રાંત** અમદાવાદ જીલ્લાની ઉત્તરે (૨) **વડોદરા પ્રાંત** ભરૂચની પૂર્વે (૩) **નવસારી પ્રાંત** સુરત જીલ્લાની પૂર્વે અને (૪) **અમરેલી પ્રાંત** કાઠિઆવાડમાં આવેલો છે.

આ રાજ્યની વસ્તી ૨૧૨૧૯૦૦ માણસની છે. તેને સુખી કરવા માટે મહારાજા સાહેબ ઘણી કાળજી રાખે છે. દરેક પ્રાંત એક સુબાના અમલ તળે છે. ચારે સુબાના ઉપરી સરસુબા કહેવાય છે. સૌથી મોટા અધિકારી દિવાન કહેવાય છે. રાજ્યના કાયદા બાંધવા માટે ધારાસભા છે. લોકલબોર્ડ, મ્યુનિસિપાલીટી વગેરેની વ્યવસ્થા લગભગ અંગ્રેજી રાજ્ય જેવી છે. પણ ન્યાય કારોબારી ખાતાં જુદાં છે.

## કડી પ્રાંત.

આ પ્રાંતની હદ અમદાવાદ અને ખેડા જીલ્લા સાથે ભેળસેળ થયેલી છે. જમીન સપાટ છે, તેમાં સરસ્વતી નદી આવેલી છે. આ પ્રાંતની હવા બીજા પ્રાંતોથી સારી છે.

સિદ્ધપુર સરસ્વતી ઉપર પવિત્ર તીર્થક્ષેત્ર છે. ત્યાં માતૃશ્રાદ્ધ (માનું શ્રાદ્ધ) કરવામાં આવે છે. અહીં રૂદ્રમાળનાં ખંડેર છે.

પાટણમાં ગુજરાતની જુની રાજધાની હતી. તે વખતના પંચાસરા પાર્શ્વનાથ ને વનરાજની મૂર્તિ હાલ છે. સિદ્ધરાજના વખતમાં આ શહેર બહુ ચઢતીમાં હતું. હાલ પણ ત્યાંનાં માટીનાં વાસણ ને સુડીઓ વખણાય છે.

બહુચરાજી જાત્રાનું સ્થળ છે, ત્યાં ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે. ને ઉંઝામાં કડવા પાટીદારોની કુળદેવી છે.

વીસનગરનાં તાંબા પિત્તળનાં વાસણ વખણાય છે. અને મેસાણા રેલ્વેનું જંકશન છે.

વડનગર ઘણું જુના વખતનું શહેર છે. પહેલાં તે ઘણું સમૃદ્ધ હતું.

ઉત્કંઠેશ્વર કે ઉંટડીઆ મહાદેવનું સ્થાન પવિત્ર મનાય છે ત્યાં દર વર્ષે મહાશિવરાત્રિનો તેમ જ બાર વર્ષે મોટો મેળો ભરાય છે.

## વડોદરા પ્રાંત.

આ પ્રાંત લગભગ ખેડા જીલ્લાને મળતો સપાટ ને ફળદ્રુપ છે. તેમાં પેટલાદ મહાલ સૌથી વધારે રસાળ છે.

મહી, વિશ્વામિત્રી, ઢાઢર ને નર્મદા નદીઓ આ પ્રાંતમાં થઇ વહે છે.

**વડોદરા** વિશ્વામિત્રિને કાંઠે આવેલું છે. રાજ્યનું મુખ્ય શહેર છે. આખા ગુજરાત કરતાં જોવા લાયક જગાઓ અહીં ઘણી છે. તેમાં રાજાના મહેલ, સંગ્રહસ્થાન ને વિશ્વામિત્રી પરનો ઝુલતો પુલ મુખ્ય છે.

**ડભોઇ** ગાયકવાડી રેલ્વેનું જંકશન છે. ત્યાં જુનો કિલ્લો છે.

**ચાંદોદ** ને **કરનાળી** નર્મદા (રેવા) કાંઠે જાત્રાનાં ધામ છે. અહીંથી હોડીમાં બેસીને સુરપાણનો ધોધ જોવા જવાય છે.

આ સિવાય ભાદરણ, સોજીત્રા ને પેટલાદ એ જાણવા જેવાં ગામો છે.

## નવસારી પ્રાંત.

આ પ્રાંત સુરત જીલ્લાને મળતો ફળદ્રુપ છે અહીંનાં ફળફળાદિ બહારગામ ઘણાં જાય છે. ગણદેવીનો ગોળ વખણાય છે. કીમ, તાપી, પૂર્ણા ને અંબિકા આ પ્રાંતમાં થઇ વહે છે.

**નવસારીમાં** પારસીઓની વસ્તી વધારે છે. અહીંની હવા સારી ગણાય છે.

**સોનગઢમાં** ગાયકવાડની રાજધાની વખતનો કિલ્લો જોવા લાયક છે. વ્યારા મોટું ગામ છે.

## અમરેલી પ્રાંત.

આ પ્રાંત કાઠિઆવાડમાં (૧) અમરેલી (૨) કોડિનાર ને (૩) ઓખામંડળ એમ ત્રણ છુટા ભાગમાં વહેંચાયેલો છે. અમરેલીની પાસે શંખોદ્ધાર નામે બેટ આવેલો છે.

દ્વારકાં શ્રીકૃષ્ણના સમયમાં યાદવોની રાજધાનીનું નગર હતું. તેને વૈષ્ણવો ઘણું પવિત્ર માને છે. ત્યાં રણછોડજીનું મોટું મંદિર છે.

---

# પશ્ચિમ હિંદનાં રાજ્યો.

આ રાજ્યોમાં કાઠિઆવાડ, પાલણપુર એજન્સી અને કચ્છ રાજ્યોનો સમાવેશ થાય છે. તેમના પર ગવર્નર જનરલ દેખરેખ રાખે છે અને તેમના તરફથી પહેલા વર્ગના રાજ્યો પર રેસીડેન્ટ તરીકે તથા બીજાં રાજ્યો પર એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ તરીકે વહીવટ કરવા એક અમલદાર નીમેલા છે, તે રાજકોટમાં રહે છે. તેમના હાથ નીચે કાઠિઆવાડમાં બે, પાલણપુર એજન્સીના એક અને કચ્છ રાજ્યના એક એમ ચાર પોલિટિકલ એજંટ છે.

### કાઠિઆવાડ.

સીમા—ઉત્તરે કચ્છનો અખાત ને રણ, દક્ષિણે તથા પશ્ચિમે દરીઓ આવેલો છે. તેથી આ એક મોટો દ્વીપ-કલ્પ કહેવાય છે. આને પહેલાં સૌરાષ્ટ્ર કહેતા.

ભાગ—આ દ્વીપકલ્પમાં ગાયકવાડી, અંગ્રેજી અને ફિરંગીઓનો મુલક આવેલો છે. તે સિવાય ૧૯૩ નાનાં-મોટાં રાજ્યો છે.

તેના પૂર્વ કાઠિઆવાડ અને પશ્ચિમ કાઠિઆવાડ એમ બે વિભાગ પાડ્યા છે. તે દરેક પર એક એક પોલિટિકલ એજંટ નીમેલા છે. તે પૂર્વ ભાગના વઢવાણમાં અને પશ્ચિમ ભાગના જેતલસરમાં રહે છે.

## પૂર્વ કાઠિઆવાડ.

આ ભાગના ઝાલાવાડ અને ગોહિલવાડ એવા બે વિભાગ છે.

ઝાલાવાડમાં ધ્રાંગધ્રા, લીમડી, વઢવાણ ને લખતર એ મોટાં રાજ્યો છે. ધ્રાંગધ્રાની ખાણોમાંથી પત્થર નીકળે છે. વઢવાણમાં રૂ નો વેપાર સારો ચાલે છે. અહીં ભોગાવાને કિનારે રાણકદેવી સતી થયેલી તેની નિશાની છે.

ગોહિલવાડમાં ભાવનગર, પાલીતાણા ને લાઠી એ મોટાં રાજ્યો છે. ભાવનગર મોટું બંદર છે એટલે તેનો વેપાર બહુ ધીકતો ચાલે છે. પાલીતાણા જૈનોના ધામને લીધે પ્રખ્યાત છે.

## પશ્ચિમ કાઠિઆવાડ.

આ ભાગના સોરઠ અને હાલાર એવા બે વિભાગો છે.

સોરઠમાં જુનાગઢ પોરબંદર ને જાફરાબાદ એ મુખ્ય રાજ્યો છે. જુનાગઢના નવાબને કાઠિઆવાડનાં ૧૩૪ રાજ્યો ખંડણી આપે છે. તેના તાબાનો નાઘેરનો પ્રદેશ ઘણો રસાળ છે. પોરબંદરના રાજ્યમાં સોમનાથ પાટણ જુનું જાત્રાનું ધામ છે તેને પ્રભાસપાટણ કે દેવ

પાટણ કહે છે. જાફરાબાદનું રાજ્ય જંજીરાના નવાબને તાબે છે

હાલારમાં નવાનગર, મોરબી, રાજકોટ અને ગોંડલ મુખ્ય રાજ્યો છે. નવાનગરને જામનગર પણ કહે છે રાજકોટ પશ્ચિમ હિંદનાં રાજ્યોનું સદર સ્ટેશન છે તેમાં રાજકુમાર કોલેજ છે ગોંડલમાં ગરાસીઆઓ માટે એક સ્કુલ તથા એક હાઇસ્કુલ છે.

## પાલણપુર એજન્સી.

આ એજન્સીમાં નાનાંમોટાં ૧૩ રાજ્યો છે. તેમાં પાલણપુર ને રાધનપુર એ મોટાં છે. આ એજન્સીના પોલિ-ટિકલ એજન્ટ પાલણપુરમાં રહે છે. બનાસ અને સરસ્વતી એ બે નદીઓ આ ભાગમાં થઇને વહે છે. આ એજન્સીની વસ્તી ૫૧૮૫૬૬ માણસની છે. લોકો લગભગ મારવાડીને મળતા છે. ચંપા ને કેવડાનું અત્તર અહીંથી બહાર જાય છે.

પાલણપુરનું રાજ્ય મુસલમાની છે, તેના રાજાને દિવાન કહે છે. ડીસામાં લશ્કરની છાવણી છે.

રાધનપુરથી સુરોખાર બહાર ગામ જાય છે. મુંજપુર વેપારી ગામ છે.

આ શિવાય વાવ, થરાદ, વગેરે બીજાં રાજ્યો .

## કચ્છ

આ રાજ્ય ગુજરાતની બહારનું છે, પણ તેનો વહીવટ રાજકોટના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ મારફતે ચાલે છે. તેમના તરફથી પોલિટિકલ એજન્ટ ભુજમાં રહે છે.

આ રાજ્યનો દક્ષિણ કાંઠો સપાટ ને રસાળ છે. બાકીની જમીન ડુંગરાળ અને પથરાવાળી છે. અહીં ઘણી વખત ધરતીકંપના આંચકા લાગે છે.

કચ્છના લોકો મજબુત અને વેપારમાં સાહસિક છે. મુંબઈના લક્ષાધિપતિ ભાટીઆ કચ્છના રહેવાસી છે. અહીંથી ફટકડી, સુરોખાર ને સોનારૂપાનાં કારીગરીવાળાં વાસણો પરદેશ જાય છે.

ભુજ કચ્છની રાજધાનીનું નગર છે. માંડવી બંદર છે, એની પાસે દીવાદાંડી છે. કંથકોટમાં જુના વખતનો કિલ્લો છે.

---

## સ્વતંત્ર મુલક.

કાઠિઆવાડની દક્ષિણનો દીવ બેટ અને સુરત જીલ્લાની દક્ષિણનું દમણ સંસ્થાન વિલાયતની પાસે આવેલા પોર્ટુગલ દેશના રાજાને તાબે છે. દીવ પહેલાંના વખતમાં વેપારનું મથક હતું. દમણ તાબાનો નગરહવેલી તાલુકો ફળદ્રુપ છે.

### સમાપ્ત.



મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ.
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક

